


પશુપાલનના વ્યવસાયને
પરંપરાગત ચાલના આપનાર
માલધારી (ભરવાડ ) સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્રના સ્થાપક ડૉ. ગણેશ દેવી સર ૧૯૯૬માં સાપુતારા ખાતે આઠ-દશ મિત્રો સાથે આદિવાસીની ભાષા, સંસ્કૃતિને બચાવવા માટે મળ્યા હતા. તેમનું માનવું છે કે જે સમાજની ભાષા લુપ્ત થઈ તે સમાજની સંસ્કૃતિ લુપ્ત થાય. સંસ્કૃતિ લુપ્ત થતાં તેની ઓળખ મટી જાય. આ પ્રકારની સતત ચિંતા તેઓને એમ. એસ યુનિવર્સિટીમાં અંગ્રેજી ભણાવતા હતા તે દરમ્યાન થયા કરતી આથી તેઓએ અધ્યાપનનું કાર્ય છોડી ભાષાઓ બચાવવા માટે શું કરવુ જોઈએ તે વિચારી લીધું હતું. તેઓને માત્ર આપણા દેશની જ નહિ પણ અન્ય દેશોની ભાષાઓ પણ બચે તેની ચિંતા પણ સતત રહેતી હતી. આથી શરૂઆતમાં રાઠવી ભાષામાં ઢોલ નામનું સામાયિક ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર દ્વારા પ્રકાશિત થયું. આ સામાયિક વાંચતા અન્ય ભાષાના ભણેલાને પોતાની ભાષામાં આવુ સામાયિક પ્રકાશિત થાય તે હેતુથી અલગ અલગ ૧૧ જેટલી આદિવાસી ભાષામાં સામાયિક પ્રકાશિત થવા લાગ્યા. આમ દેશમાં એક ભાષિક આંદોલન ઉભું થયું અને નવા લેખકો જે કાંઇક લખવા માગતા હતા તે ઉભરી આવ્યા. ૧૯૯૬ થી આજ દિન સુધીમાં ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર દ્વારા આશરે ૩૪ જેટલી ભાષાઓમાં પુસ્તકો પ્રકાશિત થયા. ખૂબ ઓછા સમયમાં, ઓછા સંશાધનથી, ઓછા માનવસંશાધનથી, ઓછા ખર્ચે ઘણું બધું

કામ થયું. કરોડો, અબજો રૂપિયા ખર્ચવા છતાં જે કામ દેશ, વિદેશમાં થયું નથી તે કામ આ સંસ્થા દ્વારા થયું છે.

દેવીસરનું માનવું છે કે દુનિયામાં આદિવાસી માટેનું આટલું સરસ ગ્રૃપ દુનિયાના સંઘર્ષ સામે ટકી નહિ રહે તો દુનિયા આપણા પર થુંકશે. સુંદર, સમૃધ્ધ માનવશકિત ભેગી થયેલી છે તેને નજીક લાવવી છે. તેમનું માનવું છે કે પચાસ વર્ષ પછી આ કામ દુનિયામાં મધ્યવર્તી આંદોલન મનાશે. ૨૪-૨-૨૦૦૭ ના રોજ વડોદરાની વુડલેન્ડ હોટલમાં સરે એવુ કીધું હતુ કે માય વર્ડ વીલ નોટ ફલેસ. મારા શબ્દો ક્યારેય ખોટા નથી હોતા. આ દિવસ પચ્ચીસ વર્ષ પછી પણ તમને યાદ રહેશે.

૨૦૦૯માં ચોતરાની મિટીંગ વડોદરા-ફતેગંજના જીવનદર્શન હોલમાં યોજાઈ હતી. ભાષા સાથે જોડાયેલા કર્મીઓના નિવેદનો બાદ મારે પણ કશુંક કહેવું હતું પણ સમયના અભાવે બોલી શકાયું નહિ. ભાષા સંસ્થાએ આદિવાસી ભાષાઓમાં જે જીવનદર્શન છે તેને ઉજાગર કરવા માટે, બચાવવા માટે ચાર દિવસનો મેળો તેજગઢ, વડોદરામાં રાખ્યો હતો. દુનિયાને નવુ જીવનદર્શન આપવુ હોય તો આદિવાસી જ આપી શકે છે જે તેમના સાહિત્ય, સંસ્કૃતિ અને ભાષામાં પડેલ છે. આજે આપણે ૨૨ દેશોના લોકો મળ્યા છીએ. એક દેશ (ભારત) નો એક વિધવાન (મહુડો) આજે ૨૬ જેટલી ભાષાઓમાં કામ કરી ૨૨ દેશોના લોકોને ભેગા કરી શકતો હોય તો ૨૨ દેશોના લોકો આપણે ઘણું બધું કરી શકીએ અને દુનિયાને નવુ જીવનદર્શન આપી શકીએ. આપણે કદાચ એટલા

માટે જ આજે જીવનદર્શનમાં મળ્યા છીએ. આપણે બધા ભેગા મળીને નકકી કરીએ કે ફકત વાતો જ ના કરીએ અને જીવનદર્શનની આ જગ્યાએથી સોગંદ લઇએ કે આદિવાસીની ભાષા, સંસ્કૃતિને બચાવીએ. ભાષા સંસ્થાના આ નમુનાને અપનાવીને આપણે માત્ર પાચ ભાષા માટે કામ કરીને આવીએ તો ૧૧૦ જેટલી ભાષામાં કામ થશે અને ભાષાને બચાવી શકીશું.

૧૮૩૨માં જયોર્જ ગ્રીયર્સને ભારતની ભાષાનું સર્વેક્ષણ કરેલુ ત્યાર પછી કોઈએ આવા પ્રકારનું કામ કર્યુ નહિ. દેવીસરે જાન્યુઆરી ૨૦૧૦માં ભાષા માટે ભાષાવસુધા નામનો ચાર દિવસનો પોગ્રામ કર્યો. આ પોગ્રામમાં દુનિયાભરમાંથી આશરે ૯૦૦ ભાષાના લોકો આવ્યા હતા. આ પોગ્રામના પરિણામ સ્વરૂપ માત્ર દોઢ વર્ષના ગાળામાં એકલા ગુજરાતમા જ નહિ પણ ભારતના સમગ્ર રાજયમાં દેવીસરે પ્રવાસ ખેડીને ભારતના રાજયોની ભાષાનું સર્વેક્ષણ થાય તે માટે જે તે ભાષામાં કામ કરવા ઉત્સુક લોકોને પ્રોત્સાહિત કર્યા. આ કામના પરિણામ સ્વરૂપ આજે ભાષા સંસ્થાએ ભારતના અઢાર રાજયોની ભાષાનું સર્વેક્ષણનું કામ પુરુ કર્યું છે એને એના મોટા ગ્રંથો તૈયાર થયા છે. બાકીના રાજયોમાં કામ ચાલુ છે જે ટૂંક સમયમાં પુરુ થનાર છે.

ભાષાનું કામ પુરુ થતાં દેવી સરના મગજમાં કાંઇક નવુ કામ કરવાની ગડમથલ શરુ થઈ. સંશોધન કેમ કરવુ જોઇએ અને કેવી રીતે કરવુ જોઈએ તે માટેની ચર્ચા કરવા તા. ૧૮ મે ૨૦૧૨ ના રોજ વડોદરામાં દેવીસર, કાનજીસર અને અતુલસરે આદિવાસી અકાદમીના કાર્યકરોને બોલાવ્યા હતા. ૨૦ જૂન ૨૦૧૨ ના રોજ દેવીસર, કાનજીસર અને અતુલસર તેજગઢ આવ્યા. દેવીસર અકાદમીના

ગેટની પાસે ચોતરા પર બેઠા અને એક કવર પર વિષયો લખ્યા જે સત્તર અઢાર જેટલા લખ્યા હશે. ચટ્ટઇ પથરાવી સરે કર્મચારીઓને બેસાડયા અને લખેલા વિષયોમાંથી દરેકને એક વિષય આપ્યો જેમાં સમાજનો ઈતિહાસ, ભૌગોલિક સ્થિતી, જન્મ, પવિત્ર વગેરે આપેલ વિષયમાથી દરેકને એક પ્રશ્ન પુછવાનું કહ્યું. દેવીસરે જીતેન્દ્રભાઈને બોકડા પર બેસાડયા અને બધાને પ્રશ્નો કરવા કહ્યું અને આમ આ રીતે દોઢેક કલાક ચર્ચા ચાલી. દેવીસરે દરેકને પોતાના સમાજ સિવાયનો એક સમાજ લેવા કહ્યું. મેં ભરવાડ સમાજ લીધો. દેવીસરે કાનજીસરને આના પ્રશ્નો બનાવાનું સોપ્યું. કાનજીસરે સંજયભાઇની મદદથી કોમ્પ્યુટરમાં વિષયો બનાવ્યા અને બધાને તેની નકલ આપી.

આપેલ નકલના વિષયોમાં કયા પ્રકારના મુદ્દા આવે તે માટેની ચર્ચા માટે ગ્રંથાલયમાં મળ્યા અને તેનું માળખુ તૈયાર થયું અને આની એક નકલ બધાને આપી. સૌ ક્ષેત્રકાર્ય માટે ગયા હતા હું નહોતી ગઈ અતુલ સર આવ્યા મને પુછયું કેમ બેન તમે ફિલ્ડમાં ગયા નથી? મે કહ્યું કે હું પ્રશ્નો બનાવુ છું કાલે જઈશ. હું તેજગઢમાં હરીશભાઈ દેવાભાઈ ભરવાડને ત્યાં ગઈ તેઓ દ્વારા ભરવાડોમાં નાનાભાઈ ભરવાડ અને મોટાભાઈ ભરવાડ એમ બે જાતિઓ છે તેવું જાણવા મળ્યું. ભરવાડોમાં કેટલીક શાખાઓ છે અને આ શાખાઓમાં પણ પેટશાખાઓ છે તેવું જાણવા મળ્યું. એક શાખાવાળા પોતાની પેટાશાખામાં લગ્ન કરી શકતા નથી તેવું જાણવા મળ્યું. આ કામ માટે હું છોટાઉદપુર ગઈ ત્યાંથી સમાજનો ઇતિહાસ, લગ્નની વિધીઓ, મૃત્યુની વિધીઓ, ગીતો, કહેવતો, વાર્તાઓ, વિશે જાણવા મળ્યું. પંચમહાલ જીલ્લાના ઘોઘંબા તાલુકાના પાલ્લી ગામેથી સૃષ્ટિસર્જનની

કથા, લગ્નગીતો, તેમની આવડતો, પશુપંખી વિશેનો દ્રષ્ટિકોણ, વિશ્વના તત્વો વિશે માન્યતા, કેટલીક શાખાઓ વિશે માહિતી મળી. બોડેલીથી થોડા ગીતો મળ્યા. ભરવાડ સમાજના દુહા, ઓઠા, આખ્યાન પણ હોય છે એવું જાણવા મળ્યું પણ ઉપરોકત સ્થળેથી આ માહિતી ન મળતા મે કાનજીસરને વાત કરી તેમને મને પોપટપુરામાં ઘણા ભરવાડ છે એવું કહ્યું. હું પોપટપુરા જવા નીકળી હતી ફળિયામાં શનાકાકા બેઠેલા તેમની મે ખબર પુછી. તેઓએ કહ્યું કે તું કયાં જાય છે? તેમની સાથે વાત કરતા મને કહ્યું કે પોપટપુરામાં તો ભરવાડો રહેતા નથી પણ ગોધરાની પેલી બાજુ ભરવાડો છે. તેઓ મને એક શિક્ષક પાસે લઈ ગયા, તેઓ પોપટપુરાની બાજુના ગામમાં ભણાવતા હતા. તેમને પુછતા તેઓએ ગોધરાથી શહેરાની બસમાં બેસવાનું અને પોપટપુરા ઉતરી જવા કહ્યું.

હું પોપટપુરા ગઈ ત્યાં ચારણોની વસતી હતી. તેઓને મે ભરવાડ વિશે પુછતા તેમને મને બાહી ગામમાં ભરવાડો રહે છે તેવુ કહ્યું. હું બાહી જવા છકડામાં બેઠી છકડામાં એક ભાઈને પુછતા મને કહ્યું કે બેન તમે ટીંબા ચોકડી ઉતરી ડેમલી ગામ જતા રહો. મારી સાથે બેઠેલ સ્ત્રીને મે ડેમલીમાં ભરવાડ રહે છે તેવુ પુછતા તે બેને કહ્યું કે ડેમલીમાં નહિ પણ ડુંગરપોર ભરવાડ છે તેવુ કહ્યું. મે મનમાં વિચાર્યુ કે ડુંગરપર ભરવાડ હશે ? જે હશે તે ચાલને જવા તો દે નહિ હોય તો ડુંગરથી પાછી આવીશ. ડેમલી ગામ આવ્યું, થોડે દૂર જતા ડુંગરપુર લખેલ પાટિયું દેખાતા હાશકારો થયો કે આ તો ગામ છે નકકી અહિ ભરવાડો હશે. રોડને અડીને એક ઘેર મે પુછયું કે ભરવાડના ઘરો કેટલેક છે ? તે ભાઇએ કહ્યું કે આ ભરવાડનું ઘર છે. ઓટલા પર બેઠેલા બેનો, પુરુષો, નાના મોટા છોકરા

છોકરીઓના પહેરવેશ જોતા મને એવુ લાગ્યું કે આતો ભરવાડ નથી લાગતા. તેમની સાથે વાતો કરતા ખબર પડી કે તેઓ મોટાભાઈ ભરવાડ છે. આ ગામમાં બત્રીસ જેટલા ભરવાડોના ઘરો હતા. લગભગ બધા ઘરોમાં ફરી વળી પણ તેમની શાખાઓ સિવાય કંઇ પણ માહિતી મળી નહિ. બીજા દિવસે હું મારા ભાભીના પિયર બોરુ બાકરોલ ગઈ. મારા કાકાની દીકરી સાથે અમે ભરવાડના ઘરો હતા ત્યાં ગયા. તેઓ પાસેથી પ્રકીર્ણ સાહિત્ય, વારતાઓ, આખ્યાન મળ્યા. ભરવાડ સમાજના માનવશાસ્ત્રીય અભ્યાસ માટે સાત ગામનો પ્રવાસ કરી માહિતી મેળવી. ભેગી કરેલ માહિતીનું ટાઇપીંગ, પ્રુફરીડીંગનું કામ કર્યુ. ૨૭ સપ્ટેમ્બર ૨૦૧૨ના રોજ ભરવાડ સમાજની બેનોને આદિવાસી અકાદમીમાં વિડીયો રેર્કોડિંગ માટે બોલાવ્યા. આ દિવસે બારેક સમાજોના માણસો આવ્યા હતા અને બધા સમાજોનું વિડીયો રેર્કોડિંગ કરવામાં આવ્યું હતું.

મનિષા વરીઆ
આદિવાસી અકાદમી તેજગઢ.

**સમાજનું નામ : ભરવાડ સમાજ**

ભરવાડ જાતિ એ માલધારી જાતિની એક પેટાજાતિ છે. ભરવાડ જાતિમાં બે કૂળ છે (૧) નાનાભાઈ ભરવાડ અને (૨) મોટાભાઈ ભરવાડ. નાનાભાઈ ભરવાડ અને મોટાભાઈ ભરવાડ એ બંને એક માતાના સંતાન છે. નાનાભાઈ ભરવાડ અને મોટાભાઈ ભરવાડમાં કેટલીક શાખાઓ છે. જે નીચે મુજબ છેઃ

નાનાભાઈ ભરવાડમાં મીર પટેલ, જોગરાણા, બોળિયા, સભાળ, સોહલા (ચોહલા), મારુ, પરમાર, સાટિયા, ભળિયાદ્રા, કેહલા, ડાભલા, રાઠોડ, કસોટિયા જેવી શાખાઓ છે.

નાનાભાઈ ભરવાડની કેટલીક શાખાઓમાં પેટાશાખાઓ છે.

નાનાભાઈ ભરવાડની મીર પટેલ શાખમાં સોળ પેટાશાખાઓ છે. ૧. શેપાત્રામીર ૨. કાલિયામીર ૩. સાપરામીર ૪. ઘરકિયામીર ૫. ધોળકિયામીર ૬. માલેકિયામીર ૭. વાળકિયામીર ૮. ભાલોડિયામીર ૯. લીલાપરામીર ૧૦. શિયાણીયામીર ૧૧. ચિહલામીર ૧૨. ઢેખાળિયામીર ૧૩. ઓળકિયામીર ૧૪. રોજારામીર ૧૫. ગાયડિયામીર ૧૬. કાદીપરિયામીર

નાનાભાઈ ભરવાડની જોગરાણા શાખમાં બે પેટાશાખા છે. ૧. ડોંડા અને ૨. ચાવડા

નાનાભાઈ ભરવાડની સાટિયા શાખમાં હાટિયા નામની એક પેટાશાખા છે.

નાનાભાઈ ભરવાડની ભળિયાદ્રા શાખમાં અઢાર પેટાશાખાઓ છે. ૧. શિયાણીયા ૨. ભુવા ૩. ઘોઘારી ૪. સાંગડિયા ૫. કાનેમિયા ૬. ગલાણિયા ૭. સાકાણી ૮. વાટુકિયા ૯. માથુકિયા ૧૦.

આદલસરા ૧૧. ભોરકિયા ૧૨. રાદાણી ૧૩. ગાનોલિયા ૧૪. બુધેલિયા ૧૫. પાણપરિયા ૧૬. સરીયા ૧૭. અલગોતર ૧૮. પાણસણીયા

નાનાભાઈ ભરવાડની ડાભલા શાખમાં ભોકળિયા નામની એક પેટાશાખા છે.

નાનાભાઈ ભરવાડની રાઠોડ શાખમાં સીંધોડ નામની એક પેટાશાખા છે.

મોટાભાઈ ભરવાડમાં પણ નાનાભાઈ ભરવાડની જેમ કેટલીક શાખા છે. જેમા ટોટા, ધ્રાગિયા, ખીંટ, બાભવા, ગાયડા, ટોળીયા, ગમાર, ડાભી, સુંચરા, કંટોડા, ટાટીયા, મેવાડા ઉપરાંત સોલંકી ગોહિલ, રાઠોડ, જાદવ નામની રજપુત જેવી શાખ પણ જોવા મળે છે.

શ્રીકૃષ્ણના સમય પહેલા ભરવાડમાં શાખ ન હતી, ઝાઝાવાડ ગામથી શ્રીકૃષ્ણથી જુદાં પડયા પછી ભરવાડમાં જુદી જુદી શાખાઓ પડી.

નાનાભાઈ ભરવાડ સમાજમાં નાનાભાઈ ભરવાડ તરીકે અને મોટાભાઈ ભરવાડ સમાજમાં મોટાભાઈ ભરવાડ તરીકે ઓળખાય છે. ગામમાં સરખા નામોવાળી બે વ્યક્તિઓ હોય છે તો પોતાની શાખ પ્રમાણે ઓળખાય છે. અન્ય સમાજ ભરવાડને ભરવાડ અને ઘેંટાવાળા તરીખે ઓળખે છે.

## ભૌગોલિક વિસ્તાર

ભરવાડો જુનાગઢ, ભાવનગર, બનાસકાંઠામાં  વસે છે. તેઓ પોતાનું મૂળ વતન ગોકુળ ગણે છે. શ્રીકૃષ્ણ એમને સૌરાષ્ટ્રમાં લઈ ગયા હતા અને ઝાઝાવાડ ગામથી ભરવાડો છુટા પડયા પછી સમગ્ર

ગુજરાતમાં ફેલાયો તેમ માને છે. નાનાભાઇ ભરવાડો સૌરાષ્ટ્રમાં અને મોટાભાઇ ભરવાડો સોરઠમાં વસ્યા છે.

આઝાદી પૂર્વે જુનાગઢ જિલ્લો સોરઠ તરીકે ઓળખાતો હતો. પ્રાકૃતિક દૃષ્ટિએ જિલ્લાના બે વિભાગો પડે છે. ૧, ડુંગરાળ અને ૨, વનવિસ્તાર અને સપાટ મેદાન. પ્રથમ ભાગમાં ગિરનાર, ગીર અને બરડાનો ડુંગરાળ પ્રદેશ છે. બીજો ભાગ દરિયાકાંઠાના મેદાનોનો છે. જિલ્લામાં ભાદર, ઓઝત, મચ્છુનદી, સરસ્વતી, હિરણ, ફુલઝર, મધુવતી વગેરે નદીઓ આવેલી છે. ગીરમાંથી નીકળતી નદીઓમાં તથા ભાદર નદીમાં બારેમાસ પાણી રહે છે. ભાદર સૌરાષ્ટ્રની સૌથી મોટામાં મોટી નદી છે. ભાદર નદી જસદણ પાસેની ટેકરીઓમાંથી નીકળે છે. ગીરમાં જંગલો, ઘાસચારો તથા પાણીની સગવડને કારણે ઘણાં માલધારીઓ વસેલા છે.

ગોકુળમાં શ્રીકૃષ્ણ લઈ જતા હતા પણ બનાસકાંઠામાં થરા ગામે લીલો ઘાસચારો પાણી જોતા ભરવાડોએ ત્યાં વસવાટ કરેલો. ગુજરાત રાજયના ઉત્તર ભાગમાં બનાસકાંઠા જિલ્લો આવેલો છે. આ જિલ્લામાંથી બનાસ, અરજણ, સરસ્વતી નદીઓ વહે છે. બનાસ, સરસ્વતી નદી કચ્છના રણમાં સમાઈ જતી હોવાથી તે કુંવારિકા તરીકે ઓળખાય છે. જિલ્લાનો પૂર્વ ભાગ પહાડી તથા જંગલોવાળો છે.

રાજાશાહી વખતે બનાસકાંઠામાં નળસરોવર નજીક ઉપરદળ ગામે નાનાભાઈ ભરવાડ અને મોટાભાઈ ભરવાડ રહેતાં હતાં. રાજપૂતો ભરવાડના પુત્રોને વરઘોડે ચઢવા દેતા ન હતા. નાનાભાઈ ભરવાડનાં છોકરા અને છોકરીને મારી નાખી. તેથી રજપૂતો જોડે ધીંગાણું થયું. ધીંગાણામાં ચાર રજપૂતોના ખૂન થયાં.

ભરવાડો ભાવનગર ભાગી ગયા. તેઓ સાચી નીતીથી લડેલા તેથી ભરવાડો બાજરીના ડૂંડાના દાંણાં જેટલા થયા. રજપૂતો ત્રણસો હતાં. તેમને માતાજીનો શ્રાપ લાગવાથી ત્રણ જ રહ્યાં. આ શાપ અમે ત્રીજા વર્ષે એટલે કે ૨૦૧૦માં પાછો વાળ્યો.

## સૃષ્ટિ સર્જનની કલ્પના

ભરવાડ સમાજમાં પૃથ્વીની રચના વિશે આ પ્રમાણે વાર્તા છે. પૃથ્વી ન હતી, પાણી જ હતું. ભગવાન પણ ન હતા. છેક પાતાળમાં શકિત એટલે કે (જગદંબા) હતી. શકિત પાતાળમાં ચૌદ જુગ રહી. ત્યારબાદ શકિત પાતાળમાંથી બહાર પાણીમાં આવી. પાતાળમાથી બહાર આવી પાણીમાં પોયણામાં ચૌદ જુગ સુધી રહી. શકિતને કશુંક બનાવવાની ઈચ્છા થઈ. શકિતએ પોતે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને પ્રગટ કર્યા. શકિતએ વિષ્ણુને કહ્યું કે, તમે મારી સાથે લગ્ન કરો! ત્યારે વિષ્ણુએ શકિતને કહ્યું કે, હું તમારી સાથે લગ્ન નહિ કરું, તમે તો આગ જેવા છો. કયારે અમને બાળીને ભસ્મ કરી નાખો, તમારો ભરોસો નહિ. વિષ્ણુએ શકિતને કહ્યું કે જો તમે અગ્નિમાં સવાસો વખત સ્નાન કરી બહાર નીકળો એટલે કે એકવાર અગ્નિમાં સ્નાન કરી અગ્નિમાંથી બહાર નીકળો આમ અગ્નિમાં આવી રીતે એકસો પચ્ચીસ વાર સ્નાન કરો તો હું તમારી સાથે લગ્ન કરું. આ સાંભળી શકિત પાતાળમાં ગઇ. પાતાળમાં જઈને નવલાખવાર પ્રદક્ષિણા ફરી તો થોડી માટી મળી. આ માટી લઈ શકિત પાતાળમાંથી બહાર પાણીમાં આવી. પાતાળમાંથી લાવેલ માટીના બે રોટલા બનાવ્યા. એક રોટલાનું નવલાખ તારામંડળવાળુ આભામંડળ બનાવ્યું અને એક રોટલાની પૃથ્વી

બનાવી. પૃથ્વીની રચના જગતની મા શકિતએ આવી રીતે કરી. ચાંદો અને સૂરજ પછીથી થયા.

## સમાજનો પોતાના ખ્યાલ પ્રમાણેનો ઈતિહાસ

સંપૂર્ણ જગતમાંથી માલધારીઓએ થોડાં પશુઓ પાળ્યાં. એ એનો માલ કહેવાયો અને માલને રાખનારા આ લોકો માલધારી કહેવાયા.માલ એટલે ઢોરઢાંકર. તેને રાખી, ઉછેરી તેના ઉપર ગુજરાન ચલાવનાર રબારી, ચારણ, ભરવાડ વગેરે અર્થાત પશુપાલક જાતિને માલધારી જાતિ કહેવાય.

ભરવાડો પોતાને શ્રીકૃષ્ણના ગોવાળિયા માને છે. શ્રીકૃષ્ણની માતા દેવકી ભરવાડ જાતિની હતી. તે નાતે શ્રીકૃષ્ણને ભરવાડો પોતાનો ભાણિયો ગણે છે. એટલે કે, ભરવાડો પોતાને શ્રીકૃષ્ણના પહેલાંનાં ગણાવે છે. ભરવાડો પોતાને યાદવકુળના વંશજો ગણાવે છે. ભરવાડોએ શ્રીકૃષ્ણ સાથે ગાયો ચારી હતી. મધ્યભારતમાંથી ભરવાડો શ્રીકૃષ્ણ સાથે નીકળ્યા હતા. માર્ગમાં ઘાસચારો ને પાણી વગર પશુઓને ખુબ જ નુકશાન પહોચ્યું. આથી તેઓ કંટાળી ગયા અને બનાસકાંઠામાં થરા ગામે લીલું ઘાસ અને પાણી જોઇને રોકાઇ ગયાં. શ્રીકૃષ્ણે આગળ ચાલવા કહ્યું, ત્યારે ભરવાડોને આ પ્રદેશ છોડીને જવાનું મન ન થયું તેથી શ્રીકૃષ્ણ બીજા સાથીઓને લઇને આગળ ચાલ્યા. ભરવાડોને થયું કે, આપણે શ્રીકૃષ્ણ જોડે ગયા નહિ તે ખોટું કર્યું. આથી ભરવાડોએ બીજે દિવસે શ્રીકૃષ્ણ જોડે જવાનો વિચાર કર્યો. રાત્રે શ્રીકૃષ્ણએ સ્વપ્નમાં આવીને કહ્યું કે, હવે ના આવશો. અહીં જ રહો. અને સવારે આ જગ્યાએ ખોદજો અને જો શિવલીંગ નીકળે તો તમારું મૂળસ્થાનક રાખજો ને વસવાટ કરજો. ભરવાડોએ સવારે આ જગ્યાએ ખોદયું તો ત્યાંથી શિવલીંગ

નીકળ્યું. આથી ભરવાડો બનાસકાંઠે વસ્યા. શ્રીકૃષ્ણના કહેવાથી ભગવાન શંકર અને માતાજીના ભકત બન્યા. ભરવાડોએ આ જગ્યા પર શિવલીંગની સ્થાપના કરી અને તે સ્થળે ધાર્મિક જગ્યા બનાવી. જે આજે ઝાઝાવાડ તરીકે ઓળખાય છે. ઝાઝાવાડની જગ્યા ભરવાડો માટે ધાર્મિક દૃષ્ટિએ ખૂબ જ મહત્વની ગણાય છે. ભરવાડો માટે થરા એ એમનું ઉગમ સ્થાન ગણાય છે. ભગવાન શ્રીકૃષ્ણ સાથે ગોકુળ મથુરામાંથી બનાસકાંઠા થરા અને મચ્છુકાંઠે થઇને હાલારમાં આવ્યા હોવાનું મનાય છે. તેમાંથી જે થોડો સમુહ બનાસકાંઠે થરામાં રોકાઇ ગયો તેના બે કુળ એ આ નાનાભાઈ ભરવાડ અને મોટાભાઈ ભરવાડ. નાનાભાઈ ભરવાડ ઝાઝાવાડ, ગોહિલવાડ વગેરે જગ્યાએ જોવા મળે છે. મોટાભાઈ ભરવાડ હાલારપ્રદેશ (જામનગરમાં) વસ્યા છે.

નાનાભાઈ ભરવાડો એવું માને છે કે, શ્રીકૃષ્ણએ અમારી સાથે ચૌદ વરસ ગાયો ચારી તેઓ અમને પાછા ગોકુળ-મથુરામાં લઇ જતાં હતાં. થરા ગામનો લીલો વગડો જોઈને તેઓએ શ્રીકૃષ્ણ સાથે ઝગડો કર્યો ને કહ્યું કે કાળિયા! તારા ગોકુળમાં તો બારે મહિના વરસાદ પડે છે, અમારે તારી જોડે નથી આવવું. કેટલાક ભરવાડો તો શ્રીકૃષ્ણ સાથે લડયા. કેટલાકે શ્રીકૃષ્ણને લાકડીથી માર્યા. આથી, શ્રીકૃષ્ણને ખોટુ લાગ્યું અને અમને શાપ આપ્યો કે જાવ અત્યારથી જ તમે ખેતરે ખેતરે, ઝાડે ઝાડે, અને પાળે પાળે ફરજો. આ શાપના કારણે અમે અમારા પશુઓ સાથે ઘાસચારા માટે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતા ફરીએ છીએ. અમને જગ્યા અનૂકુળ લાગતા અમે એ જગ્યાએ સ્થાહી થઈએ છીએ. પરંતુ શ્રીકૃષ્ણએ એમ પણ કહ્યું કે ખરે ખોટે પ્રસંગે એટલે કે જન્મ વખતે, વરા વખતે, (જમણવારના કોઇ પણ પ્રસંગે) અને મરણ

વખતે-ઝગડા વખતે હું તમારે ત્યાં આવીને ઊભો રહીશ અને ભંડારામાં ખૂટવા નહિ દઉં. અમારા સમાજમાં આ ત્રણેય પ્રસંગે શ્રીકૃષ્ણ અમારી સાથે જ રહે છે.

ભરવાડોમાં બે કૂળો જુદા પડયા તેની એક દંતકથા છે કે, ભરવાડ સમાજમાં એક દંપતિને બે પુત્રો હતા. નાના પુત્રએ ચુંવાળિયા કોળીની સ્ત્રી સાથે લગ્ન કર્યા હતાં. આથી, મોટાભાઈએ નાનાભાઈને કહ્યું કે, તેં મને પણ વટલાવ્યો? આજથી તારે અને મારે કોઇ સંબંધ નહિ. તેથી નાનાભાઈના જે વંશજો થયા તે નાનાભાઈ ભરવાડ કહેવાયા. મોટાભાઈના વશંજો મોટાભાઈ ભરવાડ કહેવાયા. નાનાભાઈ ભરવાડોમાં કોળીના સ્વભાવગત લક્ષણોમાંથી ચપળતા, શૌર્ય વગેરે જોવા મળે છે. મોટાભાઈ ભરવાડો શૌર્યની બાબતમાં ઊણા જોવા મળે છે. તેઓ ભોળા અને સરળ લાગે છે. જયારે, નાનાભાઈ ભરવાડો તરવરાટવાળા, હોંશિયાર હોય છે. તેઓ લડાયક સ્વભાવના હોવાથી બહારવટિયાઓના સાથીઓ તરીકે બહારવટામાં જોડાયા હોવાના દાખલાઓ છે.

**સિમંત**

ભરવાડ સમાજમાં સિમંત એ નવા જીવને આવકારવા માટેનો આનંદનો દિવસ છે. પ્રથમવાર સ્ત્રી ગર્ભવતી થાય છે ત્યારે, એ સ્ત્રીનો સિમંત સાસરીમાં ગર્ભના સાતમાં મહિને ભરવામાં આવે છે. ઘરમાં કે કુટુંબમાં કોઇ અડચણ હોય તો નવ મહિને પણ સિમંત ભરવામાં આવે છે. ગર્ભવતી સ્ત્રીના માતા-પિતા દૂર હોય તો આવા સમયે બાળક જન્મી જાય પછી નવરાત્રિમાં માતાના મઢે તે સ્ત્રીનો સિમંત ભરવામાં

આવે છે. કેમકે નવરાત્રિમાં ભરવાડ સમાજ ત્યાં ભેગો થાય છે. સ્ત્રી ગર્ભવતી થતાં પિયરમાં જવાતું નથી. સિમંત ભરવાના આગલા દિવસે રાંદલમાં તેડવા જવાનું હોય છે. આ માટે ગામમાં ઘેર ઘેર જઇ તેર કુંવારિકાઓ અથવા તેર સ્ત્રીઓને ચાંલ્લો કરી કહી આવે છે કે, કાલે અમારે ત્યાં આ વહુનો સિમંત છે જેથી, તમને ગોયણીઓ રાખી છે તમે ભુખ્યા રહેજો અને સવારે આવી જજો.

સિમંતના આગલા દિવસે બ્રાહ્મણ પત્ની ઘરે આવીને રાંદલમાનું મંદિર તૈયાર કરે છે. વાંસને વાળીને બાજોઠ પર પાયા સાથે બાંધીને ઉપર લાલ કલરની ચૂંદડી ઓઢાડીને નાનું મંદિર તૈયાર કરવામાં આવે છે. જોડિયા રાંદલમા તૈયાર કરવાના હોય તો, તાંબાના ચાર લોટા અને એકવડા રાંદલમા તૈયાર કરવાનાં હોય તો તાંબાના બે લોટા રાંદલમાનાં ફોટા સાથે બાંધીને મંદિર તૈયાર કરે છે.

ં સિમંતમાં સગા સંબધીને તેડાવે છે. નજીકમાં રહેતા સગા સિમંતના દિવસે અને દૂર રહેતા સગા આગલા દિવસે આવે છે. સિમંત એ ગર્ભવતી સ્ત્રીના માતા-પિતા માટે (પિયરપક્ષનો) મહત્વનો પ્રસંગ છે. સંજોગોવસાત દીકરીના આ પ્રસંગે માતા-પિતાથી ના અવાયું હોય તો, સાસરીવાળા દીકરીને મેણા મારે છે કે, તારા બાપને દીકરીના સિમંત વખતે બે જોડ કપડાય ના મળ્યાં? માતા-પિતા રાંદલમાનાં નૈવદ્ય માટે સવાશેર ચોખા, બે શ્રીફળ, તેર સોપારી, તેર કમરકાકડી, તેર રોકડા રૂપિયા, તેર નાડાછડીના ટુકડા, પાચ બ્લાઉસ પીસ, છોકરી માટે બે કે ત્રણ જોડ કપડાં લાવે છે. જમાઇ માટે શાલ અને સોના ચાંદીની રકમ કે રોકડા રૂપિયા પોતાની શકિત મુજબ લાવે છે. આ ઉપરાંત, પાંચપડા (પાંચ પડીકા) લાવે છે. આ પાંચપડામાં એક પડું સોપારીનું, એક પડું કમરકાકડીનું, એક પડું ખારેકનું, એક પડું કંકુનું, એક પડું દ્રાક્ષનું લાવે છે. દરેક

પડામાં પાંચ પાંચ વસ્તુઓ હોય છે.

દીકરીનાં માતાપિતા ઘરેથી દીકરીના ઘરે આવવા નીકળે છે ત્યારે, કુંવારી દીકરીના માથે નૈવેદ્ય મુકાવે છે આ નૈવેદ્ય રસ્તામાં કોઇપણ જગ્યાએ જમીન પર મૂકવામાં આવતું નથી. બસમાં પણ ખોળામાં કે ઊંચે બાંધી દેવામાં આવે છે. દીકરીના ઘરે સાસરીવાળાના હાથમાં જ આપવામાં આવે છે. કેમકે, આ નૈવદ્ય રાંદલમા માટે હોય છે. માતા પિતા (પિયરપક્ષવાળા) દીકરીના ઘરે આવે છે અને ઘરની બહાર ઊભા રહે છે. સાસરીવાળા નૈવેદ્ય વધાવવા માટે સાસરીપક્ષમાંથી એક દીકરીને તેયાર કરે છે. આ દીકરી નૈવેદ્ય લાવેલ દીકરીને કપાળમાં કંકુથી ચાંલ્લો કરી ગોળ ખવડાવી ચોખાથી વધાવે છે. વધાવેલ નૈવદ્ય ઘરમાં લઇ જાય છે અને આ નૈવેદ્ય સાસુ કે જેઠાણીને આપે છે. આ નૈવેદ્ય જે સ્ત્રીએ ઓપરેશન કરાવ્યું ના હોય, કસુવાવડ થઇ ના હોય અને કાનની બૂટ કપાઈ ના હોય એવી જ સ્ત્રી લઇ શકે છે.

નૈવદ્ય વધાવ્યા પછી પિયરવાળા ઘરમાં આવે છે. સાસરીવાળા ચા-નાસ્તો કરાવે છે. બ્રાહ્મણ પત્ની પિયરમાંથી લાવેલ નાળિયેર તૈયાર કરેલ બાજઠ પર મૂકે છે. પાંચ જાતના ફળ મૂકે છે. આ દિવસે ભોજાઇ-નણંદનું એક સરખુ મહત્વ હોય છે. સ્ત્રીઓ નણંદ-ભોજાઇને નવડાવવા બહાર ખુલ્લામાં લઇ જાય છે. જમીન પર કંકુથી ચાંલ્લો કરવામાં આવે છે. પિયરમાંથી લાવેલ નાળિયેર મૂકી સોપારી મૂકે છે અને તેના પર બાજોઠ મૂકે છે. આ બાજઠ પર ઉગમણા મોંએ ભોજાઇને બેસાડે છે. આથમણે મોંએ બીજો બાજઠ મૂકી તેના પર નણંદને બેસાડે છે. પિયરપક્ષવાળા ભાભીને અને સાસરીપક્ષવાળા નણંદને માથું ધોઈને નવડાવે છે. વાળને ખુલ્લાં તથા નીતરતાં રાખવામાં આવે છે. વધેલું પાણી ખાડો ખોદી દાટી દેવામાં આવે છે. આ

પાણીને ઓળંગવામાં આવતું નથી. નવડાવીને પિયરમાંથી લાવેલાં કપડાં પહેરાવે છે. ઘરમાં જતી વખતે શ્રીફળ સાથે લઈ લે છે. ભાભી-નણંદને કંકુથી કપાળમાં આડ કરવામાં આવે છે. લાલ-લીલું કપડું પાથરવામાં આવે છે. આ કપડાં પર ભાભી ચાલે છે. પગલે પગલે સોપારી અને રૂપિયો મૂકવામાં આવે છે. નણંદ આ સોપારી અને રૂપિયો વીણીને ખોળામાં મૂકે છે. સાથે લાવેલ નાળિયેર ઘરના ઉબરા આગળ મૂકી દે છે અને બધા ઘરમાં આવે છે. પિયરવાળા નૈવદ્ય લાવ્યા હોય છે તે પાંચ પાંચ વાર સામસામે આપે છે. નણંદ ભાભીને અને ભાભી નણંદને ખાંડ કે ગોળ ખવડાવી મોં મીઠું કરાવે છે. મોં મીઠું કરાવ્યા પછી પિયરમાંથી લાવેલા બીજાં કપડાં પહેરાવામાં આવે છે. જીમીને ગાંઠ વાળવાની નહિ, કાપડું (બ્લાઉઝ) ની દોરીને ગાંઠ નહિ વાળવાની કે બાંધવાનું નહિ, છૂટું જ રાખવામાં આવે છે. આ વિધિ ઊભા ઊભા જ કરવામાં આવે છે. દિયરને (મહુડિયો ) કરવા બોલાવવામાં આવે છે. ભીનાં કંકુથી દિયર-ભાભી હાથ લાલ કરી પાંચવાર સામસામે થાપા કરે છે. દિયર છેલ્લી, વખતે ભાભીને ગાલ પર ઝાપટ મારે છે. દિયરિયો બહુ ઉતાવળિયો-ઉત્સાહી હોય તો છેલ્લી વખત નહિ, પરંતુ વચ્ચે પણ ગાલ પર ઝાપટ મારી દે છે. ભાભી કેડમાં નાનો છોકરો લઈને રાંદલમાનું ઘરમાં મંદિર તૈયાર કર્યુ હોય છે ત્યાં જાય છે અને કંકુ ચોખાથી રાંદલમાની પૂજા કરે છે અને રાંદલમાને પગે લાગે છે. આ વિધિ સાત આઠ -દશ મિનિટની હોય છે. ભાભી શ્રીમંત વખતે પહેરેલા કપડાં કાઢી નાખે છે અને બીજા કપડાં પહેરી લે છે. ત્યાર પછી નણંદ ભાભીને પહેલો કોળિયો ખવડાવે છે અને ભાભી નણંદને એક કોળિયો ખવડાવે છે.

જમાઈને બાજઠ પર બેસાડવામાં આવે છે. દીકરીની મા જમાઇને શાલની પાઘડી પહેરાવે છે અને

શકિત મુજબ સોનાનો દોરો કે સોનાની વીંટી કે ચાંદીની લકી કે રોકડા રૂપિયા આપે છે. પિયરપક્ષવાળા પણ જમાઇને ૨૫, ૫૦ કે ૧૦૦ રૂપિયા હાથમાં આપે છે.

ભુખી રાખેલ ગોયણીઓની પૂજા કરવામાં આવે છે. ઓસરીમાં બાજઠ મૂકી તેરે તેર ગોયણીઓના જમણા પગના અંગુઠા પાણી, ગૌમૂત્ર તથા દહીંથી ધોવે છે. કપાળે કંકુનો ચાંલ્લો કરી જમણા હાથે દોરો બાંધી ચોખાથી વધાવે છે. જમણમાં દાળ, ભાત, શાક, લાપસી, પુરી, મીઠાઇ, ચોખાની ખીર, રોટલી અને પાપડ હોય છે. બધી વાનગી ના હોય તો ચોખાની ખીર, રોટલી અને પાપડ તો હોય જ. કેમકે,આ રાંદલમાનો પ્રસાદ કહેવાય છે. ગોયણીઓને જમાડયા પછી તેમને લાલ કલરની છ કે આઠ બંગડી, કંકુની ડબ્બી અથવા ચાંલ્લાનું પેકેટ, એક કેળુ, એક સોપારી, એક કમરકાકડી, એક રૂપિયો, રૂમાલ, તાંબાની વસ્તુ કે સ્ટીલની ડીસ અથવા વાડકી આપવામાં આવે છે. ગોયણીઓને જમાડયા પછી આવેલા સગાને જમાડવામાં આવે છે. ત્યાર પછી, ગામનાં તથા આવેલાં સગા જવા લાગે છે.

મહિના રહ્યાં છે તેવી જાણ થાય ત્યારથી ગર્ભવતી સ્ત્રી માથું ધોતી નથી. બાળકનાં જન્મ પછી સવા મહિને માથું ધોવાય છે. જો માથું ધોવે તો માથામાં કોવારો થાય અને ગર્ભ પડી જાય તેવું તેઓ માને છે. સુવાવડ પછી બાળક સવા મહિનાનું થતાં પહેલાં મૃત્યુ પામે તો બીજું બાળક જન્મે અને તે સવા મહિનાનું થાય ત્યારે જ તે સ્ત્રીથી માથું ધોવાય. આટલો સમય થયો હોવા છતાં માથું બિલકુલ મેલું થતું નથી.

ભાભીને મહિના રહેતાં ના હોય તો નણંદ અથવા ઘરની કોઇ પણ વ્યકિત રાંદલમાની બાધા રાખે

છે કે, ભાભીને મહિના રહેશે તો એકવડા કે બેવડા રાંદલ તેડાવીશ. એકવડા રાંદલની બાધા રાખી હોય તો તેર ગોયણીઓ  અને બેવડા રાંદલની બાધા રાખી હોય તો છવ્વીસ ગોયણીઓ  સિમંત વખતે તેડે છે.

**જન્મવિધિ**

ભરવાડ સમાજમાં સ્ત્રી ગર્ભવતી થાય છે ત્યારથી બાળક સવા મહિનાનું ન થાય ત્યાં સુધી પિયરમાં જવા દેતા નથી. સ્ત્રીને ત્રણ મહિના થાય ત્યારથી બહાર જવા દેતાં નથી. પહેલી સુવાવડ સાસરિયામાં જ કરાવવામાં આવે છે. સ્ત્રીનાં ઘરેણાં કાઢી નાખવામાં આવે છે. સુવાવડી સ્ત્રીને આઠ-દશ દહાડા રોટલા ખાવા આપતા નથી. મગ,સૂકીમેથીનું શાક, મેથીનીભાજી, સુવાનીભાજી, મગનીદાળ, તુવેરનીદાળ, પુરી આપવામાં આવે છે. અડદની દાળ અને ભાત આપવામાં આવતો નથી. રોજ સવારે ઘંઉ, ગોળ અને ઘીનો શીરો આપવામાં આવે છે.

છોકરા-છોકરીનાં જન્મના છટ્ઠા દિવસે (છો વાસીએ) છટ્ઠી કરવામાં આવે છે. આ દિવસે ગામમાં બાળકની છટ્ઠી છે, તેવું કહેવડાવે છે. નાના બાળક માટે બધા લોકો કપડાં લઇને આવે છે. નાની નવી ગોદડી પાથરે છે. ગોદડી પર લાલ કે લીલા રંગનું કપડું પાથરી તેના પર કંકુથી સાથિયો પાડે છે. તેના પર જન્મેલ બાળકને સુવડાવે છે. રુ પર કંકુ લગાડી બાળક માટે દોરી(નાડું) બનાવે છે. આ નાડુ ંબાળકના હાથે, પગે અને ગળે બાંધે છે. છોકરાઓ ઘરના વાસણ ખખડાવે છે. નામ પાડતી વખતે ગીતો પણ ગવાય છે. બ્રાહ્મણ

પાસે મૂહુર્ત જોવડાવી રાશિ પ્રમાણે બાળકની ફોઈ નામ પાડે છે. ફોઈ સાસરેથી આવી હોઈ ફોઈને એક જોડી કપડાં આપે છે. પહેલાના સમયમાં મૂહુર્ત જોવામાં આવતું ન હતું. છઠ્ઠીમાં આવેલ સૌને પતાસા અને પેંડા વહેંચવામાં આવે છે.

### સગાઇ

છોકરાપક્ષવાળા પાંચ પુરુષ  નક્કી કરેલા દિવસે છોકરીને ઘેર જાય છે. છોકરીપક્ષવાળા સગાવહાલાને તથા ગામના વડીલોને બોલાવે છે. છોકરાવાળાં લાલ કલરની ચૂંદડી, પગની ચાંદીની ઝાંઝરી, નાકની સોનાની વીંટી, બંગડી, ચાંલ્લાનું પેકેટ, નાળિયેર, સવારૂપિયો લઇને આવે છે. નાળિયેર અને સવારૂપિયો છોકરીની માને અથવા ભાભીને આપે છે. છોકરીને નવડાવીને કાપડું, જીમી અને ઓઢણી પહેરાવામાં આવે છે. જો છોકરી નાની હોય તો ચણિયાચોળી પહેરાવામાં આવે છે. ઘર નાનું હોય તો બહાર ઓંસરીમાં બાજઠ મૂકી તેના પર લાલ કલરની નવી ગોદડી પાથરી છોકરીને બેસાડે છે. સાસરીવાળા જે નાળિયેર લાવ્યા છે તે, સવારૂપિયો અને ચોખા છોકરીના હાથમાં પોસ વળાવીને છોકરીની મા કે ફોઈ આપે છે. છોકરીવાળાં તાંબાની તાસક છોકરાવાળાને આપે છે. તેઓ સાથે લાવેલ ચૂંદડી, ઝાંઝરી, નાકની વીંટી, બંગડી તાસકમાં મૂકે છે. છોકરીવાળાં સગાંને બતાવે છે કે, સાસરીવાળા તરફથી આટલી વસ્તુઓ આવી છે. છોકરીના સગાં છોકરીને કપાળે કંકુનો ચાંલ્લો કરે છે. હાથમાં ૧૧, ૨૧ કે ૫૧ રૂપિયા મૂકે છે અને ચોખાથી વધાવે છે. છોકરી બાજઠ પરથી ઊઠીને ઘરના અને સગાને પગે લાગે છે. બધાં આશીર્વાદ આપે છે અને

કહે છે કે, ભગવાન સુખી રાખે. મા તારી રક્ષા કરે, ઠાકર સુખી રાખે. આ વિધિ પૂરી થતા સગાંને જમાડવામાં આવે છે. જમણમાં દાળ, ભાત, શાક, પાપડ, ઘંઉનો કંસાર હોય છે. જમ્યા પછી સૌ પોતપોતોને ઘેર જાય છે. સાસરીપક્ષવાળા દૂરના હોય તો જતા રહે છે અને નજીકના હોય તો થોડીવાર બેસે છે. જો કોઇ કારણસર સગાઈ ના થઈ હોય તો જાન આવે છે ત્યારે સગાઈ કરવામાં આવે છે.

**લગ્ન લખાવા (કંકોતરી લખવી)**

ભરવાડ સમાજમાં છોકરીના લગ્ન લેવાનાં હોય તો સૌ પ્રથમ હિંદુ બ્રાહ્મણ પાસે મૂહુર્ત જોવડાવે છે. મૂહુર્ત કાઢતી વખતે છોકરા છોકરીનું નામ જ આપવાનું હોય છે. સમુહલગ્ન કરવાના હોય તો સૌથી મોટી છોકરીનું અને સૌથી મોટા છોકરાનું નામ આપવામાં આવે છે અને જે તારીખ નીકળે તે તારીખ અન્ય છોકરા છોકરીને માન્ય રાખવાની હોય છે.

લગ્ન લખાવાનાં હોય તેના આગલા દિવસે ગામમાં જઈને અમારે છોકરીના લગ્ન લખાવાનાં છે તેવું કહી આવે છે. દરેક ઘેરથી જે ઉંમરમાં મોટાં હોય તે સ્ત્રીઓ તથા પુરૂષો આવે છે. સૌને બેસાડવામાં આવે છે. બ્રાહ્મણે લગ્નનું મૂહુર્ત જોયું છે અને કંકોતરી લખવાની છે, એવું કહેવામાં આવે છે. કંકોતરી લખવા કાઠિયાવાડથી સમાજના ગોરને બોલાવવામાં આવે છે. કોરા કાગળ પર કંકુના છાંટા નાંખવામાં આવે છે અને આ દિવસે ગણેહ છે આ દિવસે માંડવો છે. આ દિવસે આટલા સમય સુધીમાં જાન લઈને પહોંચી જવું, તેવું લખવામાં આવે છે. આ કંકોતરીને નાડાછડીથી બાંધી દેવામાં આવે છે. અલગ કાગળમાં કન્યાનું

નામ,ગામ, લગ્નનો સમય આ દિવસે ગણેશસ્થાપન છે, આ દિવસે માંડવો છે વગેરે લખી આની બે નકલ બનાવે છે. એક નકલ છોકરીવાળા પાસે રહે છે. આ કાગળ પરથી છોકરીને ત્યાં ભેગા થયેલા સૌ કયારે ગણેશ, માંડવો, પીઠી, લગ્ન એ બધું કાગળમાં જોઈને ફરમો બનાવે છે અને એ મુજબ પ્રેસમાં કંકોતરી છપાવવા આપે છે. કંકોતરી છપાઈને આવી જાય ત્યારે કંકોતરી લખાય છે. આ કંકોતરી સગાને જાતે જ વહેંચવા જાય છે. સગા દૂર હોય તો ટેલિફોનથી જાણ કરવામાં આવે છે. નાડાથી બાંધેલ કંકોતરી વચ્ચે એક કાગળ મુકવામાં આવે છે. થેલીમાં આ કંકોતરી, નાળિયેર, ઘંઉ, ગોળ મૂકે છે. ગોર આ થેલીવાળી કંકોતરી છોકરાવાળાને ત્યાં જઈને આપે છે. છોકરાને ઘેર જતા જો રાત પડી જાય તો આ કંકોતરી બીજાના ઘેર મૂકવામાં આવે છે. ગોર બીજા દિવસે છોકરાવાળાને ત્યાં જાય છે અને વાત કરે છે કે, હું તમારા છોકરાના લગ્ન લઈને આવ્યો છું.

છોકરાવાળા ગામમાં કહી આવે છે કે, મારા છોકરાના લગ્ન આયા છે તો તમે વધાવા આવજો. ગામના બધા ભેગા થાય છે. જે ઘેર કંકોતરી મૂકેલી હોય છે તે ઘેર ગોર જાય છે અને કંકોતરી લઈને છોકરાના ઘેર આવે છે. ગોરને સ્ત્રીઓ ચાંલ્લો કરી ચોખાથી વધાવે છે અને ગોરને ખૂબ જ ગીતો ગાય છે. છોકરાને તૈયાર કરી માથે લીલી શાલ બાંધે છે. બાજઠ પર સફેદ ગોદડી પાથરે છે. છોકરાને બાજઠ પર બેસાડી મા છોકરાના કપાળે ચાંલ્લો કરે છે. ગોરે લાવેલ નાળિયેર છોકરાની પોસમાં મૂકે છે. પાંચ જણા થઈને કંકોતરી મૂકે છે. બાંધેલી કંકોતરી ઉપર ખોસેલો કાગળ ખોલીને જુએ છે. કાગળમાં જોયા પછી તે મુજબ છોકરાની

કંકોતરી છપાય છે. નાડાથી બાંધેલી કંકોતરી છોકરાવાળા જોતાં પણ નથી કે ઘરમાં પણ રાખતા નથી. ગોરે જે ઘેર કંકોતરી મૂકી હોય તે જ ઘેર પાછી મૂકી આવે છે. આ કંકોતરી જાન જવાની હોય તે દિવસે લઈ આવે છે અને તૈયાર કરેલ પેટીમાં મૂકી દે છે. વરરાજા માંડવામાં જાય અને ફેરા ફરે ત્યારે આ કંકોતરી વાંચે છે.

લગ્ન લે ત્યારથી છોકરીએ કપાળમાં ચાંલ્લો કરવાનો હોય છે અને તે સાંજથી કાઠિયાવાડી ભાષામાં ગીતો ગવાય છે.

**ગણેશ સ્થાપનઃ ભરવાડો આ વિધિને ગણેહ થાપન તરીકે ઓળખે છે.**

ભરવાડ સમાજમાં લગ્ન ૩, ૫, ૭, ૯ કે ૧૧ દિવસનું રાખવામાં આવે છે. લગ્ન કારતક, માગસર, પોષ અને મહા મહિનામાં લેવાય છે. સમુહલગ્ન લીધા હોય તો એક કે બે દિવસના લગ્ન હોય છે. સમુહલગ્નમાં એક જ જગ્યાએ બધી છોકરીઓને રાખવામાં આવે છે. સગાઓ ગણેશના આગલા દિવસે અથવા ગણેશના દિવસે આવી જાય છે. છોકરા છોકરી જાતે માથું ધોઈ નાહી લે છે. છોકરા છોકરીને શુકનમાં બેન ચાંલ્લો કરે છે પછી ગણપતિ દોરે છે. પહેલા ગોર દોરતા હતા. કોઇને ગણપતિ દોરતા ના આવડે તો દોરવાવાળાને બોલાવવામાં આવે છે અને તેને ૫૧ કે ૧૦૧ રૂપિયા આપવામાં આવે છે. ગણેશના દિવસે છોક્રા છોકરીને તૈયાર કરવામાં આવે છે. ગણેશ દોર્યા હોય તે જગ્યાએ બે બાજઠ મૂકે છે. તેના પર લાલ કપડું પાથરે છે. એક બાજઠ પર ચોખાની નવ ઢગલીઓ કરવામાં આવે છે દરેક ઢગલી પર એક એક સોપારી મૂકવામાં આવે છે. બીજા બાજઠ પર ઘંઉ મુકવામાં આવે છે. પૂજાની સામગ્રીમાં હળદર,

ગુલાલ, કંકુ, અબીલ, નાળિયેર, કમરકાકડી, નાડાછડી, દૂધ, ઘી, દહીં, પાણી, ચોખા વગેરે હોય છે. તાંબાના કળશ પર આંબાનાં પાન મૂકી તેનાં પર નાળિયેર મૂકવામાં આવે છે. છોકરા કે છોકરીના માતા પિતા અથવા ભાઇ ભાભી ગણપતિ પૂજા માટે બેસે છે. ગોર કે બ્રાહ્મણ પૂજા કરાવે છે. બેન છેડાછેડી બાંધે છે. બેનને તેનું દાપુ આપવામાં આવે છે. છોકરા છોકરીને પૂજા માટે બેસાડે છે. પૂજા પત્યા પછી મીંઢળ બાંધે છે. કળશ પર મૂકેલા નાળિયેરને ગોર નાડાછડી બાંધે છે અને ચાંલ્લો કરી તેની પૂજા કરે છે. આ નાળિયેર છોકરા છોકરીના હાથમાં મૂકે છે અને તે નાળિયેર કળશ પર મૂકી દે છે. પૂજા પુરી થતા છોકરો છોકરી માતાજીને, શ્રીકૃષ્ણને, જો પૂર્વજ બેસાડયા હોય તો તેમને પગે લાગે છે. પછી, સગા સંબંધીઓને પગે લાગે છે.

છોકરા કે છોકરીનાં હાથે બાંધેલ મીંઢળ છૂટવું ના જોઇએ. મીંઢળમાંથી દોરો પણ નીકળવો ના જોઇએ. જો એમ થાય તો અપશુકન થયા એમ માનવામાં આવે છે. મીંઢળ ના છૂટે તેથી તેઓ તે હાથે સફેદ રૂમાલ બાંધી દે છે.

**માણેકસ્તંભ**

ગણપતિ પૂજા પછી તરત જ માણેકસ્તંભ રોપવામાં આવે છે. ઘરના બારણાં બહાર કુટુંબના પાંચ વ્યકિતઓ એક નાનો ખાડો ખોદે છે. ગણપતિ પૂજામાં બેઠેલ યુગલ આ પૂજા કરવા બેસે છે. બ્રાહ્મણ દૂધ, પાણી, દહીં અને કંકુથી ખાડાની પૂજા કરાવે છે. ચોખાથી વધાવવામાં આવે છે. પાંચ છોકરા લાવેલ

માણેકસ્તંભને ખાડામાં રોપે છે. છોકરાઓને ગોળ ખવડાવી મોં મીઠું કરાવે છે.

**માંડવો રોપવો**

ઘરની બહાર મુખ્ય મંડપ બાંધવામાં આવે છે. આ મંડપ નીચે નાનો માંડવો રોપવામાં આવે છે. માંડવા ઉપર પાંચ જારના પુળા મુકવામાં આવે છે અને મુખ્ય મંડપ સાથે બાંધી દેવામાં આવે છે. માણેકસ્તંભ રોપતી વખતે જે રીતે પૂજા કરે છે તે રીતે માંડવાની પૂજા કરવામાં આવે છે. ગોરે જે ઘેર લખેલા લગ્ન મૂકેલા હોય તે ઘેરથી છોકરાવાળા લઈ આવે છે. આ વખતે છોકરાને સાથે લઈ જતા નથી. તેને માંડવામાં બેસાડવામાં આવે છે. થેલીમાં જે લગ્ન લાવ્યાં હોય તેમાથી શ્રીફળ, ઘઉં, કંકોતરી છોકરાનાં હાથમાં મૂકે છે. છોકરાનાં હાથમાંથી આ બધું લઈને થેલીમાં મૂકી દેવામાં આવે છે. આ થેલી તૈયાર કરેલ પેટીમાં મૂકી દે છે. માંડવો રોપવાની વિધિ પૂરી થતાં છોકરો છોકરી જયાં ફરવું હોય ત્યાં ફરી શકે છે. ઉંબરા પર પગ ના મૂકાય કે ઊભું રહેવાય નહિ. ખાટલા પર બેસાય કે સુવાય નહિ. છોકરો હાથમાં નાની તલવાર અને છોકરી ખીલી રાખે છે. તેઓ હાથમાં આખું લીંબુ પણ રાખે છે જેથી મેલી વસ્તુ પાસે આવે નહિં.

**પાહો ભરાવો-પસલી ભરવી**

છોકરા છોકરીને માંડવાના દિવસે પાહો ભરાવાય છે. ગામમાં જે વ્યકિતએ પાહો ભરાવવો હોય તે વ્યકિત છોકરા છોકરીના ઘેરથી મોતીથી ભરેલું નાળિયેર પોતાનાં ઘેર લઈ જાય છે અને ‘મારે ઘેર પાહો

ભરાવવો છે' તેવું કહી જાય છે. માંડવાના દિવસે અથવા વચ્ચે થોડો સમયનો ગાળો હોય તો વચ્ચેના દિવસે પાહો ભરાવાય છે. છોકરા છોકરીને લઈને બધાં સગાં જે ઘેર નાળિયેર લઈ ગયાં હોય તે ઘેર લઈ જાય છે. છોકરા માટે ઘેરથી ગોદડી લઈ જવાની હોય છે. આ ગોદડી તેના બનેવીએ ઊંચકવાની હોય છે. તે ઘરની ભાભી છોકરાને ચાંલ્લો કરે છે. પોસમાં ચોખા અથવા તો ખાંડ મૂકે છે ને ૨૧, ૫૧ કે ૧૦૧ રૂપિયા મૂકી તેના પર માંગી લાવેલ નાળિયેર મૂકે છે. ચોખાથી વધાવી ઘરમાં બેસાડે છે. છોકરાને નાસ્તો કરાવે છે. સગાંને ચા પાણી કરાવે છે. છોકરાને ઘેર લઈ જાય છે. ઘરની ભાભી છોકરાના હાથમાંથી નાળિયેર લે છે અને ખાંડ હોય તો થાળીમાં મૂકે છે અને ચોખા હોય તો પાછળ વધાવી દે છે. આ રીતે જે ઘરનાને પાહો ભરાવવો હોય તે આ રીતે નાળિયેર લઈ જાય છે. પાહો ભરાવવા સીધા એક ઘેરથી બીજે ઘેર જવાતું નથી. પાહો ભરાવવાનું પુરૂ થતાં સગાઓને જમાડવામાં આવે છે. ગામમાંથી પણ એક વ્યક્તિને જમાડે છે.

### ફૂલેકું

ભરવાડ સમાજમાં વરઘોડાને બદલે ફૂલેકું ફેરવવામાં આવે છે. છોકરાને તૈયાર કરી હાથમાં નાળિયેર લઈને ઘોડી પર બેસાડી માતાજીનાં તથા ઠાકરબાપાનાં મંદિરે દર્શન કરવા લઈ જવામાં આવે છે. ફૂલેકામાં સગા તૈયાર થઈને પૂજાની થાળી લઈને જાય છે. સાથે લીધેલ નાળિયેર મંદિરે જ રમતું મૂકી દેવામાં આવે છે. દર્શન કર્યા પછી ઘરે આવે છે. ઘેર આવી હાથમાં બીજું નાળિયેર લઈ ઘોડી પર બેસી ગામમાં ફરે છે જે ઘેર ફૂલેકું વધાવવાનું હોય તે ઘરવાળા ફૂલેકું વધાવે છે. આ વખતે છોકરાને ઘરમાં નહિ, પણ બહાર

રહેવાનું હોય છે. ફૂલેકામાં એક ઘેરથી બીજે ઘેર જવાય છે.

ભરવાડોમાં છોકરો ઘોડા પર નહિ પણ ઘોડી પર જ બેસે છે. તે પાછળ માન્યતા છે કે, ઘોડા પર નગાબાપા અને લખાબાપા બેસે છે તેથી ઘોડો તેમનું વાહન કહેવાય છે.

**પીઠી ચોળવી**

ફૂલેકું કાઢયા પછી પીઠી ચોળાય છે. ફોઈ છોકરા માટે વીંટી લાવે છે અને છોકરાને પહેરાવે છે. વીંટી પહેરાવ્યા પછી ફોઈ છોકરાને તેલ ચઢાવે છે. ભાભી પીઠી ચોળે છે. પીઠી ગાયનાં દૂધમાં હળદર નાખીને એ હળદરથી ચોળવામાં આવે છે. હળદરથી પીઠી ચોળવાથી છોકરા છોકરીના ચહેરા પર તેજ આવે છે, તેવું માને છે. જેટલા દિવસના લગ્ન લખાયા હોય તેટલા દિવસ પીઠી ચોળવામાં આવે છે. પીઠી ચોળ્યા પછી છોકરાને નવડાવતા નથી. જાન જવાની હોય તે દિવસે નવડાવે તેને અનગોળ આપે છે, તેવું કહેવાય છે.

**પાટ ઉતરામણ**

નવડાવ્યા પછી મોસાળવાળા પાટઉતરામણ કરાવે છે. બધાં જ સોના ચાંદીની વસ્તુ કે ચાદીના રૂપિયા છોકરા છોકરીને આપે છે.

**ઉકરડી નોતરવી**

છેલ્લી પીઠી ચડી હોય ત્યારે ઉકરડી નોતરવા જવાનું હોય છે. છોકરા છોકરીના મા કે ભાભી માથે

મોડિયું અને ખભા પર ખભાચૂંદડી મૂકી માથે ચૂંદડી ઓઢી થાળીમાં ચોખા, દીવડો, (રામણદીવો) ગોળ, કંકુ, નાડુ, પાણી, બે છાણા સુકાં અને લીલુ છાણ લઈ માત્ર સ્ત્રીઓ જ ઉકરડી નોતરવાં ઘેરથી થોડે દૂર ખેતરમાં જાય છે. જમીન પર લીલા છાણથી લીંપે છે અને તેના પર કંકુથી ચાંલ્લો કરે છે. ચોખાથી વધાવે છે. સાથે લાવેલ છાણા વચ્ચે એક સોપારી અને રૂપિયો મૂકી નાડાથી બે છાણાને બાંધી દે છે. નાડાથી બાંધેલાં છાણાને ઘેર લઈ આવે છે. આ છાણા ઘર પર મૂકી દેવામાં આવે છે.

**અનગોળ (નવડાવવાની વિધિ)**

બનેવીને માંડવાના દિવસે તેડવામાં આવે છે. કેમકે, બનેવી વરનો અણવર કહેવાય છે. જાન જવાના દિવસે વરને તેનો બનેવી નવડાવે છે. નવડાવ્યા પછી વરથી ઘરમાં જવાતું નથી. વરને વરનો બનેવી અને ભાઈબંધો તૈયાર કરે છે. તે દિવસે સવારમાં ગામનાં સૌને જમાડવામાં આવે છે. જાનમાં જવાં માટે બધાં તૈયાર થાય છે. તૈયાર થયેલ વર પોતાની કુળદેવીને, શ્રીકૃષ્ણને, પૂર્વજને અને વડીલોને પગે લાગે છે. વર હાથમાં શ્રીફળ, તલવાર અને લીંબુ લઈને તૈયાર કરેલ ગાડીમાં બેસે છે. સગાંઓ બીજા વાહનમાં બેસે છે અને આમ છોકરીના ઘેર જાન જાય છે.

**જાનનો ઉતારો**

સમુહલગ્ન હોય તો એકસાથે બધાં વરરાજાને ઊતારો અલગ અલગ રૂમમાં આપવામાં આવે છે. તે માટેના બોર્ડ પણ લગાવેલાં હોય છે, જેથી ગરબડ થાય નહિ. જાનનો ઊતારો કન્યાનો માંડવો ઓળંગાય

ના એનું ધ્યાન રાખીને આપવામાં આવે છે. સૌથી મોટા વરને વડો કહેવામાં આવે છે. છોકરીવાળાં વરરાજાને ચાંલ્લો કરવા આવે છે. છોકરીની મા કે ભાભી વરરાજાને ચાંલ્લો કરે છે અને ગોળ તથા પાણી આપે છે. થાળીમાં કંકાવટી હોય તો છોકરાવાળા પાસેથી રૂપિયા લેવામાં આવ્યા નથી તેવું મનાય છે. તેને કંકુ કન્યા કહેવાય છે. થાળી વરરાજાને આપી દેવામાં આવે છે. ઊતારાવાળા જાનૈયાઓને ગોળ તથા પાણી આપે છે. જાન લઈને ખૂબ દૂરથી આવ્યા હોવાથી ગોળ પાણીથી થાક ઊતરી જાય છે.

**માંયરે બોલાવવા**

ચાંલ્લો કર્યા પછી છોકરીપક્ષવાળા વરને લેવા ઊતારે આવે છે. સમુહલગ્ન હોય તો સૌથી મોટા વરને પહેલાં લઈ જાય છે. વરપક્ષવાળાં છાબ લઈને કન્યાપક્ષે જવા તૈયાર થાય છે. ઊતારેથી વરરાજાને લાલ લીલી શાલથી છાંયડો કરી કન્યાનાં માંડવે લઈ જવાય છે. કન્યાનાં માંડવા આગળ થોડે દૂર કન્યાની મા કે તેની ભાભી ચોખાના બનાવેલા ચાર મૂઠિયા તથા સંપતિયું લઈને જાય છે. ગોર પૂજા કરાવે છે. ચોખાનાં મૂઠિયા ચાર દિશામાં નાંખે છે. વરરાજા આ સંપતિયું પોતાના જમણા પગથી ભાંગી નાંખે છે. વરરાજાને આ રીતે માંડવે લઈ જવાય છે. માંડવામાં બાજઠ પર લાલ લીલી રજાઈ મૂકે છે. વરરાજા આ બાજઠ પર બેસે છે. કન્યાના માતા પિતા દીકરીને પરણાવવા બેસે છે. કન્યાનો ભાઈ કન્યાને ઘરમાંથી લઈ આવે છે. વર કન્યાને ગોર પૂજા કરાવે છે. કન્યાની મા કંસાર જમાડે છે. વર કન્યા ફેરા ફરે છે. બંને ગણપતિની સ્થાપના કરી હોય ત્યાં પગે લાગે છે અને છેડાછેડી છોડી દેવાય છે. વરરાજા છેડાછેડી પછી ઊતારે પાછા

જતા રહે છે.

**માંડવે તેડાવવા**

વરરાજા બધાં સાથે કન્યાના માંડવે જાય છે પછી માંડવો વધાવે છે. કન્યા બધાંને પગે લાગે છે. કન્યા બોલી બોલીને રડે છે. દીકરીનાં સગાં દીકરીને પૈસા આપે છે.

**ઓળાવવું (કન્યાવિદાય)**

સમુહલગ્ન હોય અને છોકરી નાની હોય અથવા એકલા લગ્ન થયાં હોય અને છોકરીની ઉંમર નાની હોય તો છોકરીને જાન સાથે જવા દેતાં નથી. જો જાન સાથે મોકલી હોય તો ત્યાં રાત રોકાવા દેતાં નથી છોકરીને પાછી ઘેર લઈ આવે છે.

છોકરી વયમાં આવતાં એટલે કે મોટી થતાં આણું કરવામાં આવે છે. આણાંમાં કરિયાવર કરવામાં આવે છે. કરિયાવરમાં કાનનાં સોનાના વેડલા, પગના છડા, ગળાનો સોનાનો અથવા ચાંદીનો લેસપટ્ટો આપે છે. હાથથી બનાવેલ ડિઝાઈનવાળી ૧૦ ગોદડીઓ, ડિઝાઈનવાળા ૧૦ ઓશિકાના કવર, ભરત ભરેલી ૧૦ થેલીઓ, વગેરે આપવાનું હોય છે.

**પઈસીસે (પૈડું સીંચવું)**

માંડવો વધાવ્યા પછી વર વધુ ગાડીમાં બેસે છે. ગાડીના પૈડાં આગળ નાળિયેર મુકી ગાડીનું પૈડુ ચઢાવી

નાળિયેર ભાગી નાંખવામાં આવે છે. આ નાળિયાર વર વધુ ખાતા નથી. ઘર આવતાં પહેલાં સગાં ખાઈ જાય છે. ના ખવાય તો તેને નદીમાં પધરાવી દે છે. છોકરીની ચૂંદડીને છેડે મગનાં કે ઘંઉનાં દાણા, સોપારી અને સવારૂપિયો બાંધી દે છે. સાસરે જતા વચ્ચે નદીમાં પધરાવી દેવાય છે. પરણીને સાસરે આવ્યા પછી વર વધુ ગણપતિને પગે લાગે છે. થાળીમાં પાણી, કંકુ, રૂપિયો, દૂધ નાંખીને રૂપિયો રમાડવામાં આવે છે. જેને દૂધે રમાડવાનો રિવાજ કહેવામાં આવે છે. દૂધે રમાડયા પછી બંન્ને એક નાનું બાળક લઈ રમાડે છે.

### ઉકરડી ઉઠાડવી

વરવધુ તથા ઉકરડી નોતરવા ગયેલ બધી સ્ત્રીઓ ઘર પર મૂકેલાં બાંધેલા છાણાં તથા પૂજાની થાળી લઈને જાય છે. વધુને ત્યાં પૂજા કરાવે છે. બાંધેલાં છાણાં પાછાં ઘેર લઈ આવે છે. આ છાણાંને અષાઢ મહિનામાં વરસાદ પડે અને નદીમાં પાણી આવે ત્યારે પધરાવી દેવામાં આવે છે. ઉકરડી નોતરવા ગયેલ બધી સ્ત્રીઓને ફરજિયાત ઉકરડી ઉઠાડવા જવું પડે છે. જો કોઈ ના જાય તો તેને આંખો આવે તેવી માન્યતા છે.

### માંડવો વધાવવો

નવવધુ મુખ્ય મંડપ નીચે બાંધેલો જારનો માંડવો પૂજે છે. માંડવો પૂજયા પછી જ મુખ્ય માંડવો છોડવામાં આવે છે તે પહેલા માંડવો છોડવામાં આવતો નથી.

### મૃત્યુવિધિ

જે ઘરમાં સ્ત્રી, પુરુષ કે બાળકનું મૃત્યુ થયું હોય તે વ્યક્તિને ઉત્તરદિશામાં સુવાડવામાં આવે છે. ઉત્તરદિશા અને દક્ષિણ દિશાને કાળ દિશા કહે છે. ''ઉગમણુ (પૂર્વ) અને આથમણું (પશ્ચિમ) દિશાને કહે છે.''

મૃત્યુ થયેલ વ્યક્તિને ખાટલામાંથી ઊતારી જમીન પર છાણનો લીટો કરીને જુવારનું રાડું મૂકી સુવડાવે છે. માથા આગળ ઘીનો દીવો કરે છે. શબને નવા કપડાં પહેરાવામાં આવે છે. પરણેલી સ્ત્રી હોય તો શણગાર કરે છે. છોકરો કે છોકરી કુંવારા હોય તો પીઠી લગાડી માથામાં તેલ લગાડે છે. છોકરીને કપાળે કંકુથી આડ કરે છે. હાથ અને પગ રંગે છે. શબ માટે ઠાઠડી તૈયાર કરે છે. જમીન પર ઘઉંનો લોટ, ગોળ અને ઘી ચોળી લાડવો કરવામાં આવે છે. લાડવાને પિત્તળની વાટકીમાં મૂકી મૃત્યુ પામેલ વ્યક્તિની છાતીએ બાંધી દેવામાં આવે છે. સગાં તથા ઘરના શબને ફુલહાર ચઢાવી પગે લાગે છે. કુટુંબનાં ચાર પુરૂષો શબને ઊંચકે છે. એક છોકરો જાર અને છુટક રૂપિયા શબની પાછળ વેરે છે. પુરૂષો પહેલાં જાય છે પાછળ સ્ત્રીઓ રડતી રડતી જાય છે. સ્ત્રીઓ થોડે દૂર જઈ ઘેર પાછી આવે છે. શબને ચાર રસ્તે વિસામો કરાવે છે.

શબને સ્મશાને લઈ જાય છે. શબ પર લાકડાં ગોઠવે છે. છોકરો ઘી મૂકી જમણા પગના અંગુઠે આગ મૂકે છે. શબ બળી જાય પછી શબના ફુલ એક કુલડીમાં અલગ મૂકી પુરૂષો ઘેર આવે છે. ઘેર રહેલ સ્ત્રીઓ સ્નાન કરે છે. શબને જે જગ્યાએ સુવાડયું હોય તે જગ્યા પર ઘઉંનો લોટ ચાળી હાથથી સરખો કરે છે. ઘીનો

દીવો કરે છે તેના પર ટોપલો ઢાંકી દેવામાં આવે છે. પુરૂષો આવીને બહાર બેસે છે અને પાણીનો કોગળો કરે છે. સ્ત્રીઓ ટોપલો ખોલીને જુવે છે. ચાળેલા લોટમાં જીવે જે અવતાર લીધો હોય તેની નિશાની પડે છે. શબને બાળીને આવ્યા પછી બધાં પુરૂષો સ્નાન કરે છે. આવેલ બધાં સગાંને ખીચડી, દાળ રોટલા બનાવી ખવડાવે છે.

બાર દિવસ સુધી રોજ સવારે દાંતણ, પાણીનો લોટો મૂકે છે. ચા તથા દૂધ કૂતરાંને આપે છે. રોજ શબના નામનું જમવાનું બનાવી ગાયને ખવડાવે છે.

કુટુંબની સ્ત્રીઓ સવા મહિના સુધી કાળું કાપડું, કાળી જીમી પહેરે છે તથા કાળી ઓઢણી ઓઢે છે. શબના ખાંધિયા થતા હોય તે સ્મશાનમાં ત્રીજા દિવસે શબનાં ફૂલ લેવા જાય છે. ફૂલને દૂધથી ધોઈ કુલડીમાં મૂકે છે. કુલડી પર લાલ કપડું બાંધીને ઉનનાં કપડાંમાં લઈ આવે છે. વાર વાકડા ના હોય તે(રવિ, મંગળ કે બુધ ના હોય) દિવસે ચાણોદ નદીમાં પધરાવવા જાય છે. સૌરાષ્ટ્રવાળાં ભરવાડો પ્રાચીન-ભાલકા તીર્થ જાય છે.

નવમા દિવસે સૂતક ઊતારવામાં આવે છે. આ દિવસે મીઠું, પાણી, કલેડી, તાવડી, માટલા કાઢી નાંખવામાં આવે છે અને નવાં લાવે છે. સ્ત્રીનું મૃત્યુ થાય તો તેનું અગિયારમું અને પુરૂષનું મૃત્યુ થાય તો તેનું બારમું કરવામાં આવે છે. બાર દિવસ સુધી અખંડ દીવો કરે છે. સ્ત્રીનાં અગિયારમાના દિવસે અને પુરૂષનાં બારમાનાં દિવસે આ દીવો લીલા ઝાડ નીચે મૂકી આવે છે. મોટી ઉંમરના સ્ત્રી પુરૂષનું મૃત્યુ થયું હોય તો રાત્રે ભજન રાખવામાં આવે છે.

કુટુંબનાં બધા જ સભ્યો બાર દિવસ સુધી ભેગાં રહે છે અને ત્યાં જ ખાય છે. દશમા કે અગિયારમાંના દિવસે સગાં આવી જાય છે. સ્ત્રીનાં અગિયારમાનાં દિવસે અને પુરૂષનાં બારમાનાં દિવસે ત્રણ માટીનાં ઘડા અને તેનો ફોટો મૂકી બ્રાહ્મણ કુટુંબીજનોને ધરોની પૂજા કરાવે છે. સ્ત્રીનાં અગિયારમાનાં દિવસે અને પુરૂષનાં બારમાનાં દિવસ ગોયણીઓ કરે છે. ગોયણીઓને લાપસી ખવડાવે છે પછી સગાં જમે છે. કુટુંબની જેટલી છોકરીઓ હોય તેમને ઓઢણીઓ અને જમાઈને પાઘડી માટે શાલ આપે છે. એકવીસમાં દિવસે સગાં તથા ગામનાને બોલાવી માસીઓ કરે છે. બ્રાહ્મણ સંકલ્પ મૂકાવે છે. તેઓ બ્રાહ્મણને ૫ કે૧૦ રૂપિયા આપે છે. આ રીતે સવા મહિને સગાંને બોલાવી વરસી કરે છે.

### દેવનો ખ્યાલ

નાનાભાઈ ભરવાડ અને મોટાભાઈ ભરવાડમાં શાખ પ્રમાણે તેઓ જુદી જુદી માતાઓને માને છે. પુરૂષ દેવોમાં તેઓ શ્રીકૃષ્ણની પૂજા કરે છે. ભગવાન શંકરને પણ તેઓ માને છે. તેઓ ખોડિયાર, ચામુંડા, મોંમાઈ, બુટભવાની, સિકોતર, મેલડી વગેરે માતાજીને માને છે.

શ્રીકૃષ્ણએ ચોહલા કુળનો હતો અને બળદેવ ભોકળિયા કુળનો હતો. દેવકીની આઠમી દીકરીને કંસ મારવા ઊંચેકે છે ત્યારે તે આકાશમાં વીજળી બની જાય છે. દેવકીની આઠમી દીકરી અને બળદેવ બંને ભાઈ બહેન થાય છે. ભોકળિયા ભરવાડ વીજળીને માતા ગણી તેને પૂજે છે. તેમનાં પર વીજળી કદાપિ પડતી નથી કેમકે વીજળી તેઓ સાથે વચને બંધાયેલી છે. ભોકળિયા કૂળના ભાણેજો પર પણ વીજળી પડતી નથી.

મામડિયો ચારણ વાંઝિયો હતો. તેણે શંકર ભગવાનની છ મહિના સુધી તપસ્યા કરી. તેમ છતાં શંકર ભગવાન પ્રસન્ન થયા નહિ. આ સમયે તે જગ્યા પર વાઘરીએ સસલુ માર્યુ તેના છાંટા મંદિરમાં ઉડયા તેથી ભગવાનને ના ગમ્યું. શંકર ભગવાને વાઘરીને દર્શન દીધાં. તેથી, મામડિયો ચારણ ખીજાણો કે આ પાપીને તમે દર્શન દીધાં. શંકર ભગવાને ચારણને પૂછયું કે તારે શું જોઇએ? ચારણે સંતાન માગ્યા. શંકર ભગવાન ચારણને પાતાળમાં શેષનાગ પાસે લઈ ગયા. શેષનાગે કહ્યું કે 'તારા કિસ્મતમાં તો સંતાન છે જ નહિ તું પાછો પૃથ્વી પર જઈને તારે ઘેર સાત પારણા બાંધજે.' ચારણે આમ કર્યુ તો તે પારણામાં સાત નાગણિયો પડી. આ નાગણિયો સાત દીકરીઓ થઈ. આ સાત દીકરીઓ તે સાત માતાઓ, તેઓ રાત્રે ભેંસો બનીને ચારો ચરવા જતી હતી. આ સાત માતાઓ ખોડિયાર સહિત સાત બહેનો ભરવાડોની માતાઓ છે.

રાંદલમાને પુત્ર આપનાર દેવી માને છે. જે વિશે ભરવાડમાં એક વાત છે. ભરવાડ દંપતિ નિસંતાન હતા. ડોસો ડોસી રોજ ઢોર ચારવાં જતાં હતાં. સાંજે તેઓ લાકડાં કાપી લાવતાં. એક દિવસે લાકડાં કાપતાં કુહાડો પગમાં વાગી જતાં પગમાથી ખૂબ જ લોહી નીકળતું હતું. વાવમાંથી નીકળીને રાંદલમા નાની દીકરી થઈને ત્યાં આવ્યા. લોહી જોઇને તેમની આંખોમાંથી આંસુ ડોસાનાં પગે પડયાં તેથી લોહી નીકળતુ બંધ થયું. રાંદલમાએ ડોસાને કહ્યું કે,'તમે મને દીકરી તરીકે રાખી લો.' ડોસા ડોસીએ તેને છોકરી માનીને રાખી લીધી. આ છોકરી રોજ ઢોર ચારવા જતી. છોકરી ખૂબ સુંદર હોવાથી દરબારોએ નિયત બગાડી. રાંદલમા આ જાણી જાય છે અને ડોસીનું રૂપ લઈને ઢોર ચારવા જાય છે. એક દિવસ ડોસો નદીએ નહાવા ગયો તેનાથી હાલી શકાયું નહિ, તેથી રાંદલમાએ ડોસાનું બાવડું પકડયું અને કહ્યું કે, 'હાલો તમને નવડાવું.'

તેથી, ડોસો સાજો થઈ ગયો. ડોસાએ દીકરીને પુછયું કે, ' તમે કોણ છો ?' દીકરીએ કહ્યું કે, 'તમે કોઈને કહો ના તો હું તમને કહું. હું રાંદલ છું-દેવી છું.' એવું કહી તેઓ વાવમાં અંતરધ્યાન થઈ ગયાં. એ વાવમાં પાંચમા પગથિયે રાંદલમા અમે પહેરીએ છીએ તેવા પોશાકમાં અને ઘરેણા પહેરીને ઊભા છે. એટલે કે, તે સમયે કોઈએ આવી રાંદલમાની મૂર્તિ બનાવી હશે જે આજે પણ ત્યાં જોવા મળે છે. દડવા ગામે ઘોળાઢસા પાસે રાંદલમા પુત્ર લઈને નદી કાંઠે ઊભા છે. પહેલો પુત્ર થાય તો ત્યાં રાંદલમાને પગે લગાડવા લઈ જાય છે. આ રાંદલમા સૂર્ય પત્ની તરીકે જાણીતા છે.

માતાઓમાં સૌથી ચઢવમાં આદ્યાશક્તિને ગણે છે. તહાણિયા દાદા (ખેતલિયો દેવ-ખેતલા આયા) ખેતરના અને ઘરના દેવ છે. તે અમારી રક્ષા કરે છે અને ઘરની આસપાસ ફરે છે. ખેતલિયો દેવ (નાગ દેવ) ખેતરની રક્ષા કરે છે. ખેતલિયા દેવ વિશે ભરવાડ સમાજમાં એક વાત છે. ઇન્દ્રદેવની પરી ભગવતી રાજાને વરેલી. (મોહિત થયેલી) પેટનો દીકરો ખેતલિયાનો જન્મ ખેતરમાં ખીજડાના ઝાડ નીચે રાફડામાં થયો હતો. રાવણે માતાજીઓ અને દેવને બંધક બનાવીને રાખ્યા હતા. માતાજીએ ખેતલિયા દેવને હીંચકા નાખેલાં અને કહ્યું હતું કે, અમને રાવણથી છોડાવો. ખેતલિયો દેવ માતાજીનાં કહેવાથી રાવણને ત્યાં જાય છે. રાવણની પત્નિ મંદોદરી ફુલડા વીણે છે તેમાં પ્રવેશે છે. ખેતલિયો દેવ મંદોદરીના શરીરમાં પ્રવેશ્યો હોવાથી મંદોદરી ઘડીમાં સાજી તો ઘડીમાં મરે તેવી થઈ જાય છે. રાવણ ઘણી બધી દવા કરાવે છે પણ મંદોદરી સારી થતી નથી. ખેતલિયો દેવ રાવણને કહે છે કે, 'તું આ માતાજીઓ અને દેવોને છોડી દે તો હું મંદોદરીને સારી કરી દઉં.' રાવણ માતાજીઓ અને દેવોને છોડી દે છે. તે સમયથી દીવાળીના સમયમાં

ઘેર ઘેર દીવા થાય છે. જસદણ પાસે કડુકા ગામે ખેતલિયા દેવનું મંદિર છે. આપણે એ મંદિરે જઈ શ્રધ્ધાથી એમ કહીએ કે મને પાંચ નાગના દર્શન થાઓ તો તેને પાંચ નાગના દર્શન થાય છે. શીતળામાતા અને બળિયાબાપજી એ નાના બાળકો અને મોટાઓના દેવ છે. ગાય બિમાર પડે ત્યારે વાછડાદાદાની બાધા રાખવામાં આવે છે. ઇન્દ્રદેવને પાણી માટેના દેવ માને છે. ઇન્દ્રદેવ પાણી પાડે છે એમ તેઓ માને છે.

### રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા

ભરવાડો ચારણ, રબારી, ગઢવી, આયર (આહિર) સાથે રોટી વ્યવહાર રાખે છે. લગ્ન, જન્મ કે મરણ પ્રસંગે તેઓને બોલાવે છે અને એકસાથે બેસીને ખાય છે. નજીકમાં ઘર હોય તો વાર-તહેવારે ઘરમાં જે વાનગી બનાવી હોય તે એકબીજાને આપે છે. તેઓનો મુખ્ય ખોરાક દૂધ અને ઘઉં કે બાજરીનો રોટલો છે. કોઈકવાર મકાઈનો રોટલો પણ ખાઈ લે છે. કોઈકવાર દૂધ ના હોય કે ઓછું હોય તો ગોળ રોટલો કે મરચું રોટલો પણ ખાય છે. તેઓનું માનવું છે કે અમે તમારા જેવો ખોરાક ખાઈએ તો અમારાથી પશુઓનું કામ થાય નહિ. કોઈ કોઈ દિવસે શાક બનાવે છે. દાળભાત બે ત્રણ દિવસે એકવાર બનાવે છે. ઉનાળામાં ચારો ભરેલો હોય છે તેથી ઉનાળામાં ફરવા જવાનું યોગ્ય માને છે. નવરાત્રિમાં માતાજીના નૈવેદ્ય કરવા જાય છે. ગોકુળઆઠમે ભડિયાદ ગામે મોટો મેળો ભરાય છે ત્યાં આખો ભરવાડ સમાજ ભેગો થાય છે. શિયાળામાં અને ચોમાસામાં બહારગામ જવાનું ટાળે છે. લાલ ચોખા માતાજીને ચઢતા ન હોવાથી તેઓ લાલ ચોખા ખાતા નથી. તેઓ આજીવન કોળુ ખાતા નથી. કોળા વિશે ભરવાડ સમાજમાં એક દંતકથા છે.

જૂના વખતમાં વલભીપુરના રાજાના બગીચામાં સાત માતાઓ (ખોડિયાર, ચામુંડા, મોંમાઈ વગેરે ) રોજ ભેંસો બનીને ચારો ચરવા જતી હતી. આ બગીચામાં રાજાનો પાડો પણ ચરતો હતો. રાજાનો ચોકીદાર સુંવાળિયો કોળી આ બગીચાની રખેવાળી કરતો હતો. ચોકીદારને થયું કે, રોજ કોઈ ચારો ચરી જાય છે મારે તપાસ રાખવી પડશે. માતાઓ આ વિચાર જાણી જાય છે. તેથી માતાઓ આ પાડાને કોટ કુદાવીને લઈ જાય છે. ચોકીદાર આવીને જુએ છે તો પાડો દેખાતો નથી. તેથી તે તપાસ કરે છે. કોટનો તુટેલો પથ્થર નીચે પડેલો જોતાં તેને ખબર પડે છે કે, પાડો કોઈક ચોરી ગયું છે તેથી તે તપાસ કરે છે. તે પાડાનાં પગલાં શોધી કાઢે છે. પગલે પગલે માતાઓએ પાડો રાંધવા મૂકેલો ત્યાં જઈ પહોંચે છે અને પૂછે છે કે, આમાં શું રાંધવા મૂકેલું છે? માતાજીઓ કહે છે કે, આ તો લાપસી રાંધવા મૂકેલી છે. ચોકીદાર ખોલીને જુએ છે તો ખરેખર લાપસી નીકળે છે. માતાજીઓ સુવાળિયા કોળીને મારી નાખે છે.(રોહાળા ગામમા આ લેખ હજી પણ લખેલો છે.) તેથી ભરવાડો કોળું ખાતા નથી. શ્રીકૃષ્ણનું વરદાન છે કે, ભરવાડોમાં તેર તાંસળીઓનાં ભાઈ ભાઈ થાય તેથી આ તેર તાંસળીઓ વચ્ચે રોટી વ્યવહાર થાય છે, બેટી વ્યવહાર થતો નથી. તેર તાંસળીમાં આહીર, ભરવાડ, તળપદાકોળી, પ્રજાપતિ, રબારી, ચારણ વગેરે આવે છે.

ભરવાડો શાકાહારી છે. તેઓ માંસ, દારૂ, તાડી, તમાકુને વ્યસન ગણે છે અને તે ખાતા પીતા નથી. જો કોઈ ભૂલથી આ ખાઈ પી લે તો નવરાત્રિમાં માતાજીનાં મઢે જવાતું નથી. કોઈ ભૂવાના દીકરાએ માંસ ખાઈ લીધું હોય માતાજી ધૂણીને કહી દે છે કે, આણે આ સમયે માંસ ખાધું છે તેથી તે ભૂવો બનવાને લાયક નથી. તેને ખાહડાનો હાર પહેરાવામાં આવે છે. પછીથી માતાજી તેને માફ કરે છે. આ વ્યક્તિ ત્યાર પછી

ભૂવો બનવાને પાત્ર થાય છે.

### ખેતી સંબંધી વિધિ

ભરવાડ સમાજમાં થોડાંઘણાં ભરવાડને બાદ કરતાં ઘણાં બધાં પાસે ખેતીની અલગ જમીન નથી. ઘરડાઓ પાસે કાઠિયાવાડ સૌરાષ્ટ્રમાં ચાર પાંચ પેઢી પહેલાં જમીનો હતી. જમીનોનાં ભાગ પડતા જમીન ઓછી થઈ અને કેટલાકે તે વખતે સસ્તામાં જમીનો વેચી દીધી હતી. ઘાસચારાની તંગી પડતા કેટલાક ભરવાડો પશુધન લઈને વતનમાંથી નીકળી ગયા. અત્યારે વતનમાં ઘરો જ રહ્યા છે. કેટલાક ભરવાડોએ ઘરો પણ વેચી દીધાં છે. વતનમાં જેની પાસે જમીન છે તેઓ ખેતર ખેડતા પહેલાં ખેતરના દેવ ખેતલિયા દેવ (નાગદેવ)ની પૂજા કરે છે. ખેતર ખેડતા પહેલાં પાણો (પથ્થર )મૂકે છે. તેની પૂજા કરે છે. ત્યાં કંકુનો સાથિયો કરી સોપારી મૂકી ચોખાથી વધાવે છે. નાળિયેર ફોડે છે પછી ખેતર ખેડે છે અને વાવણી કરે છે.

### પ્રજનન સંબંધી માન્યતા

સ્ત્રી માસિકમાં બેસે તેનાં પાંચમા દિવસે સમાગમ કરે છે. સ્ત્રી ગર્ભવતી હોય તો પાંચમા મહિનાથી સમાગમ કરવાનું બંધ કરે છે. તેઓનું માનવું છે કે આ સમય દરમિયાન સમાગમ કરવામાં આવે તો બાળકનું માથું છુંદાઇ જાય તેથી બાળકનું માથું મોટું થઇ જાય છે. સ્ત્રીને સુવાવડના સમયે વધારે તકલીફ પડે છે. સુવાવડ પછી સવા મહિને સમાગમ કરે છે. સુવાવડ આવવાની હોય અને દુખાવો ખૂબજ થતો હોય તો રાંદલમાની બાધા રાખવામાં આવે છે કે, ‘રાંદલમાં આ સ્ત્રીને જલ્દી છૂટી કરી દે. હું તારા મંદિરે પગે

લાગવા આવીશ.' અથવા તો રાંદલમાનું સ્મરણ કરવાથી પણ સ્ત્રીને વહેલી તકે છૂટકારો થઇ જાય છે. આ રીતે ગાય પીડાતી હોય અને ઉપર મુજબ માનતા લેવામાં આવે તો ગાયને પણ વધારે તકલીફ પડતી નથી.

### ગુઢવિદ્યા

ભરવાડ સમાજમાં દરેક શાખને પોતાની અલગ માતાજીઓ હોય છે. દરેક માતાજીઓના ભૂવા હોય છે. ભરવાડોની માતાઓ ભરવાડોની રક્ષા કરે છે. તેઓ ડાકણ, ભૂત-પ્રેતમાં માને છે. પરંતુ, તેઓનું કહેવું છે કે, શ્રીકૃષ્ણએ અમને વચન આપેલું તે મુજબ ખરાં ખોટા દરેક પ્રસંગે શ્રીકૃષ્ણ અમારી સાથે રહે છે. આ કારણે ડાકણ, ભૂત-પ્રેત અમારાં વાસમાં આવી શકતાં નથી. અમારાં ઘરની સામે અમે અમારી ગાયો બાંધીએ છીએ. ગાયોમાં તેત્રીસ કોટી દેવતાઓનો વાસ છે. તેથી, ડાકણ, ભૂત-પ્રેત અમારી નજીક આવી શકતાં નથી. આમ તેઓ અમને નુકસાન પહોચાડી શકતાં નથી. કોઈકને નજર લાગી હોય, કુંડાળામાં પગ પડયો હોય, કોઈ મેલી જમીનમાં પગ પડયો હોય તો માતાજીનો ભૂવો અમને દોરો કરી આપે છે. દોરો બાંધતાં સારૂ થઈ જાય છે.

### વારસાઈ

ભરવાડ પશુપાલક જાતિ છે. પિતાના વારસામાં ગાય, ભેંસ, ઘેટાં, બકરાં મળે છે. ચાર-પાંચ પેઢી પહેલા વતનમાં જમીન હતી. અત્યારે એ જમીનો રહી નથી. તેથી, જમીન વારસામાં મળતી નથી. પિતાનું દેવું બધાં પુત્રોને સરખા ભાગે વહેંચી આપવામાં આવે છે. સ્થળાંતર કરતાં રહેતાં હોવાથી હજી કેટલાક

ભરવાડો સ્થિર થયા નથી. આથી એમને વિચરતી જાતિ તરીકે પણ ઓળખવામાં આવે છે. જેને જગ્યા અનુકૂળ આવે છે તેઓએ જગ્યા વેચાતી લીધી છે અને જે તે ગામમાં ચાર પેઢીથી સ્થિર થયા છે. છોકરાઓ જુદા થતાં લીધેલ જમીનોમાં ઘરો બાંધ્યાં છે. પિતાના વારસામાં ગાય, ભેંસ, ઘેટાં, બકરાં જે મળેલ છે તેનો ઉછેર કરી પોતાનું ગુજરાન ચલાવે છે. ભરવાડ સમાજમાં ઘરજમાઇની પ્રથા નથી. જો કોઈને છોકરા ના હોય તો કુટુંબમાંથી છોકરાને દત્તક લેવામાં આવે છે. દત્તક લીધેલા પુત્રને તમામ મિલકત નામે કરી આપવામાં આવે છે.

**કરાર, બોલી-કબૂલાત**

ભરવાડોનો મુખ્ય વ્યવસાય પશુપાલનનો છે. ભરવાડોમાં ભાઈ-ભાઈ વચ્ચે કે સમાજના બીજા કુટુંબ સાથે ઝઘડા થાય છે તે ખાસ કરીને પશુઓના ઘાસચારા માટે થતાં હોય છે. આ જગ્યાએ તું કેમ ઢોરને લઇને આવ્યો? તારાં ઢોરો મારાં ઢોરો કરતા વધારે છે. ઘાસ માટેની આવી બાબતે ખૂન પણ થઇ જાય છે. આવા સમયે ખૂન કરેલ વ્યકિતને પહેરેલે કપડે ઘર, ગામ છોડી જતું રહેવું પડયાનાં દાખલા છે. જો મારામારી થઈ હોય તો વીસથી પચ્ચીસ હજારનો દંડ થાય છે. ભરવાડો પશુઓની ખરીદી એમનાં જ સમાજમાંથી કરે છે. વેચવાવાળો જે બોલી બોલે છે તે યોગ્ય લાગતાં પશુની ખરીદી થાય છે.

જો કોઈને દીકરો ના હોય તો પુરૂષ બીજા લગ્ન કરે છે અથવા કુટુંબમાથી કોઈને બે-ત્રણ દીકરા હોય તે ઘરમાંથી એક પુત્રને દત્તક લે છે. ઘરની બધી મિલકત, ઘર, ઢોરઢાંખર દત્તક પુત્રના નામે કરવામાં આવે

છે. દત્તક પુત્રે આ માતાપિતાનું જીવે ત્યાં સુધી ભરણપોષણ કરવાનું હોય છે. પુરૂષ પરણેલો હોય અને આણાં પહેલાં જ પત્નીનું મૃત્યુ થાય અને તે પુરૂષ બીજા લગ્ન કરવા માગતો ના હોય તો આવા સમયે તે કુટુંબમાંથી પુત્ર દત્તક લે છે.

ભરવાડ સમાજમાં સાટામાં લગ્ન થાય છે. દીકરાને પરણાવવો હોય તો સામે દીકરી દેવી પડે છે. ઘરમાં દીકરી ના હોય તો કુટુંબની દીકરી આપવી પડે છે. આ સમયે એક પણ રૂપિયો છોકરાવાળાંએ છોકરીવાળાંને આપવો પડતો નથી. આવા લગ્નને 'કંકુ કન્યા' કહેવામાં આવે છે. એકલો છોકરો પરણાવવો હોય તો ૫ લાખ રોકડા રૂપિયા અને ૮ થી ૧૦ તોલા સોનું છોકરીવાળાંને આપવું પડે છે. સગર્ભા અવસ્થામાં દીકરા કે દીકરીના લગ્ન થાય છે. મારા ઘરે દીકરો આવશે અને તારાં ઘરે દીકરી આવશે આવી બોલી સામસામે કરી હોય તો તે પ્રમાણે લગ્ન થાય છે. દીકરી વયમાં આવતાં એટલે કે ઉંમરલાયક થતા દીકરીનું આણું કરવામાં આવે છે.

દીકરીના લગ્ન નાનપણમાં થયાં હોય અને દીકરી મોટી થતાં માસિકમાં બેસતી ના હોય તો તેને માણસમાં નથી તેવું કહેવામાં આવે છે. દીકરીને સાસરે મોકલવામાં આવતી નથી. દીકરી પૂરી જિંદગી પિયરમાં માતાપિતા અથવા તો ભાઈ-ભાભીને ત્યાં જીવન પુરૂ કરે છે.

**હુન્નર-કલા :**

ભરવાડ સમાજમાં સ્ત્રીઓ ગોદડી બનાવવામાં માહેર છે. તેઓ પોતાનાં વતનમાંથી લાવેલ કાપડની

ગોદડી બનાવે છે. લાવેલ કાપડની ત્રણ બાજુએ અલગ અલગ કાપડ મૂકી ત્રણેય બાજુથી હાથથી સીવી દઈ આ રીતે ગોદડીનું ખોળિયું તૈયાર કરે છે. તૈયાર કરેલ ખોળિયાં પર અલગ અલગ કાપડના ટૂકડાં મૂકી નાની સોય અને પચરંગી દોરાથી નાના નાના નજીક નજીક ટાંકા લે છે. તેમની ગોદડી પાતળી હોય છે પરંતુ, ખૂબ જ આકર્ષક હોય છે. તેઓ ડામચિયું ઓઢાડવા ડામચિયાનાં માપની ગોદડી પણ આ જ રીતે પણ ચોરસ બનાવે છે. એકસાથે પંદર વ્યક્તિઓ બેસીને જમી શકે તેટલો લાંબો લેસ (પટ્ટો) બનાવે છે. ઓશિકાં કવર તેમજ થેલીઓ પણ આ રીતે બનાવે છે.

દીકરીના કરિયાવરમાં આપવાની વસ્તુઓ મા તથા દીકરી પોતે તૈયાર કરે છે. દીકરીનાં કરિયાવરમાં ૧૦ ગોદડીઓ, ૧૦ ઓશિકાંનાં કવર, થેલીઓ, લાંબો લેસ, કૃષ્ણના ફોટાને ટીલડી કે દોરીથી ભરે છે. આવી રીતે હાથી, મોર પણ ભરે છે. ધોળી ચાદર પર છાપેલ ડિઝાઈન પર રંગીન સુવાળાં દોરાથી ભરત ભરે છે. પલંગની ચાદર પણ આ રીતે ભરે છે. તેઓ મોતીના તોરણ, મોતીથી સાથિયા, મોતીના કળશ, મોતીથી નાળિયેર, મોતીથી સોપારી, મોતીથી તુલસીનો કયારો, મોતીથી ઈંઢોણી ભરે છે. તેઓ ઊનથી રૂમાલ, સ્વેટર, સ્કાફ઼ તથા ટોપી ભરે છે. તેઓ માટીમાંથી ચૂલા પણ જાતે બનાવે છે.

## પશુ પંખી વિશેનો દષ્ટિકોણ

ભરવાડો ગાય, ભેંસ, ઘેટાં, બકરાં, ઊંટ પાળી પોતાનું ગુજરાન ચલાવે છે. પશુપાલનથી પોતાનું ગુજરાન ચાલતું હોવાથી પશુઓને પોતાનાં મદદકર્તા માને છે. પશુઓને પોતાનાં બાળકોની જેમ ઉછેરે છે.

ભરવાડો મોરને પવિત્ર માને છે. મોરનું પીંછું ભગવાન શ્રીકૃષ્ણના માથે ખોસેલું છે તેથી મોરના પીંછાંને પણ તેઓ પવિત્ર માને છે. ભરવાડોના ઘરમાં મોરનાં પીંછાંની જાડી પીંછીં હોય છે. આ પીંછીંથી તેઓ મંદિરની સફાઈ કરે છે. તેનાથી ઘરમાં ગરોળી આવતી નથી એમ માને છે. ટીંટોડી ચાર ઈંડા મૂકે તો સારો વરસાદ આવશે એમ તેઓ માને છે અને ઈંડા ઊંચાઈ પર અને ઊભા મૂકે તો સારો વરસાદ આવશે એમ માને છે.

બળદ, ગાય, મોર અને દેવચકલીને શુકનિયાળ માને છે. સારા કામ માટે જતાં હોય અને બળદ, ગાય, મોર અને દેવચકલી સામે મળે તો સારા શુકન થયાં એમ માને છે. ગમે તેવું કામ લઈને નીકળ્યા હોય તો કામ ફતેહ થાય છે, એમ તેઓ માને છે. કુંવાસી (કુંવારિકા) દીકરી સામી મળે અને તે ભરેલે બેડે સામી મળે તો ખૂબ જ સારાં શુકન થયાં એમ માને છે. કુંવાસી (કુંવારિકા) દીકરી અથવા સ્ત્રી ખાલી બેડે સામી મળે તો ખૂબ જ ખરાબ શુકન થયાં એમ માની પાછા ઘરે આવે છે. સારું કામ કરવા જતાં નથી. તેઓ બિલાડી, નોળિયો, સાપ, કૂતરાં રડે અને ઘુવડ બોલે તેને અપશુકન માને છે. રસ્તે જતાં બિલાડી આડી ઊતરે, નોળિયો આડો ઊતરે, સાપ આડો ઊતરે તો અપશુકન થયાં એમ માની પાછાં વળી જાય છે. કોઈ વ્યક્તિ આ જગ્યાએથી પસાર થઈ જાય પછી જ પાછા વળેલ વ્યક્તિ કામ કરવા જાય છે. નાનાં બાળકને સંધ્યાકાળે કે રાતનાં સમયે ઘરની બહાર કાઢતા નથી. રાત્રે વાગોળ નામનું પક્ષી આકાશમાં ફરતુ રહે છે તેથી બાળક ચીમળાઈ જાય એમ તેઓ માને છે. ભરવાડો વિધવા સ્ત્રીનાં શુકન લેતા નથી. પરણાવેલી છોકરી પિયરમાં રિસાઈને આવી હોય તો તેના પણ શુકન તેઓ લેતાં નથી.

## વનસ્પતિ જગત/પ્રાકૃતિક તત્ત્વો વિશેની દષ્ટિ

ભરવાડો સવારે આકાશ સામે જોઈને સૂર્યને પગે લાગે છે. તથા આકાશ સામે જોઈને દેવોનાં નામ બોલે છે. લગ્ન વખતે મંડપ મૂહુર્તમાં ધરતી પર ખાડો ખોદી ધરતીની પૂજા કરે છે અને ધરતીમાતાને પણ પગે લાગે છે.

ભરવાડ સમાજમાં ગિરનારનાં ડુંગરનું ખૂબ જ મહત્ત્વ જણાય છે. તેઓનું માનવું છે કે, ડુંગરની પ્રદક્ષિણા કરવાથી બધા દુ:ખ દૂર થઈ જાય છે. સાચી નીતિ હોય તો માતાજીના દર્શન પણ થાય છે એમ તેઓ માને છે. ગિરનારની ગુફામાં ૧૦૦ વર્ષથી પણ વધુ ઉંમરના સંતો છે. કોઈક સંતોની આંખની પાંપણો ધરતીને અડી ગઈ છે. જેને આ સંતોના દર્શન થાય તે ભાગ્યશાળી છે એમ તેઓ માને છે. આ સંતો શિવરાત્રિએ બહાર નીકળે છે તેવું તેઓ માને છે. તેઓ એવું ફળ ખાઈ લે છે કે જેનાથી તેમને કયારેય ભૂખ લાગતી નથી.

લીમડો, બોરડી અને મેંદીનાં પાન વાટી ગૂમડા પર લગાડવાથી પાક સૂકાઈ જાય છે. કેન્સર અને ડાયાબિટીસવાળી વ્યક્તિ ગૌમુત્ર પીવે તો ઘણો ફાયદો થાય છે, એમ તેઓ માને છે. ઝાડુ મારવાથી વાઈ થાય તેવી માન્યતા છે. ગરોળી આપણાં પર પડે તો નાહી લેવું જોઈએ. નહિ તો, ઘરમાં નુકશાન થાય. કરોડિયાના જાળા અને ગરોળી વિશે ભરવાડ સમાજમાં એક દંતકથા છે. જમરાજાએ ભગવાનને કહ્યું કે ભગવાન મારો વાસ કયાં? ત્યારે ભગવાને કહ્યું કે જે ઘરમાં કરોળિયાનું જાળુ અને ગરોળી હોય ત્યાં તારો વાસ. ભરવાડો ઘરમાં જાળા હોય તો કાઢી નાખે છે અને ગરોળી હોય તો ઘરમાં રહેવા દેતાં નથી. ઘરમાં

ગરોળી ના આવે તેથી ઘરમાં તેઓ મોરની પીંછીં રાખે છે.

નદીમાં ખૂબ પાણી આવ્યું હોય અને પાણી પાછું ના પડે તો ચૂંદડી, નાળિયેર અને ટચલી આંગળીનાં લોહીના પાંચ છાંટા નદીમાં અર્પણ કરે તો ગમે તેવું પૂર આવ્યું હોય તે ઊતરી જાય છે, એમ તેઓ માને છે.

## કુટુંબનાં અને સગપણનાં સંબંધો અને તેનું મહત્ત્વ

ભરવાડ સમાજમાં સંયુકત કુટુંબની પ્રથા નથી. દીકરાઓનાં લગ્ન થતાં પિતા તરફથી મળેલ મિલકત, ઢોરઢાંખર લઈને અલગ ઘર બનાવીને રહે છે. માતાપિતા નાના દીકરા સાથે રહે છે. નાનું બાળક માતા પિતાને તમે કહીને બોલાવે છે. એટલે કે, બાળકો માતાપિતાનો ખૂબ જ આદર કરે છે. દીકરો, દીકરી માતાને માડી અને પિતાને બાપા કહે છે. દીકરાની વહુ સાસુને માડી અને સસરાને બાપા કહે છે. દીકરો, દીકરી પિતાની માને મોટીમા અને પિતાના પિતાને મોટા બાપા કહે છે. મોટા કાકાને દાદા અને મોટી કાકીને દાદી કહે છે. નાના કાકાને કાકા અને નાની કાકીને કાકી કહે છે. માની માને મોટીમા અને માનાં પિતાને મોટાં બાપા કહે છે. મોટાં પુત્રને ઘરનો મોભી ગણવામાં આવે છે. બહેનને ભાઈ માંડવામાં પધરાવે છે. તેથી મામા કરતા ભાઈનું મહત્ત્વ વધારે છે. ભરવાડ સમાજમાં જીવનસાથીની પસંદગી છોકરો કે છોકરી જાતે કરતાં નથી. વડીલો (પુરૂષો) એ નકકી કરેલા પાત્ર સાથે લગ્ન થાય છે. કેટલીકવાર તો માને પણ ખબર હોતી નથી કે, મારાં સંતાનનાં લગ્ન નકકી થઈ ગયાં છે. મોટેભાગે નાનપણમાં લગ્ન થઈ જાય છે. જો કોઈ છોકરાને

છોકરી ગમતી ના હોય તો તે છૂટાછેડા લે છે પરંતુ, છોકરીને ગમતું ના હોય તો તે આમ કરી શકતી નથી. સાટા પદ્ધતિથી અને નાની ઉંમરે લગ્ન નક્કી થતું હોવાથી કોઈ કારણસર લગ્ન તૂટે તો આવા સમયે છોકરાની ઉંમર વધુ થઈ ગઈ હોય છે તેને લગ્ન કરવા હોય તો પોતાના ભાઈની દીકરીને સામે આપીને તેનાં લગ્ન થાય છે. આ સમયે મા બાપની ઈચ્છા ના હોય તો પણ વડીલોના માન માટે પોતાની દીકરીનો વિવાહ જોડે છે. આમ, દરેક કુટુંબમાં વડીલોનું ખૂબ જ માન રખાય છે.

**મૈત્રી અને દુશ્મની**

ભરવાડો પોતાનાં ગામને, વિસ્તારને, પોતે જયાં રહે છે તેને પોતાનું ગણે છે. પોતાનાં ગામનાં માણસોને પોતાનાં ગણે છે. અન્ય કોમની દીકરીની છેડતી બાબતે ભરવાડોએ અન્ય કોમ સાથે ઝઘડો વૉરી લીધો છે. જેલમાં ગયાં છે અને દંડ પણ ભર્યો છે. ભરવાડો પોતાને યાદવકુળના વંશજો ગણાવે છે. ભરવાડોનું કહેવું છે કે કૌરવ પાંડવના યુદ્ધમાં કૌરવો માર્યા ગયા. કૌરવોની માતા ગાંધારીએ શ્રીકૃષ્ણને શાપ આપેલો કે કૌરવ પાંડવ વચ્ચે (ભાઈ ભાઈ વચ્ચે) લડાઈ કરાવીને શ્રીકૃષ્ણએ કૌરવોને મરાવ્યાં છે તેમ યાદવકુળમાં પણ ભાઈ-ભાઈ વચ્ચે લડાઈ થશે અને તેઓ મરશે એટલે આજે પણ નાનાભાઈ ભરવાડ નાનાભાઈ ભરવાડ વચ્ચે અને મોટાભાઈ ભરવાડ મોટાભાઈ ભરવાડ વચ્ચે ઝઘડા થાય છે. આ ઝઘડા ખાસ ઘાસચારા માટે થાય છે. ઘાસચારા બાબતે કેટલીકવાર ખૂન પણ થયાં છે. ખૂન થવાથી બે થી ત્રણ લાખ રૂપિયાનો દંડ પણ થયેલો છે. ભરવાડ સમાજમાં પતિ પત્નીના ઝઘડામાં પત્નીને માથામાં મારવામાં આવે

છે. સાસુ, સસરા, નણંદ, દિયર બધાં જ વહુને મારે છે. ન છુટકે આ બધાના ત્રાસથી સ્ત્રી પોતે આપઘાત કરે છે કાં તો સાસરીવાળા તેને સળગાવી દે છે. વહુને બાળી આવી પછી છોકરીના પિયરમાં જાણ કરવામાં આવે છે કે તમારી દીકરી સળગીને મરી ગઈ છે. મા બાપ દીકરીનું મોં પણ જોઈ શકતા નથી.

**અન્ય સમાજ સાથે ઉચ્ચ અવચતાની ભાવના**

ભરવાડો શ્રીકૃષ્ણને પોતાનો ભાણિયો ગણે છે તે નાતે તેઓ પોતાને બ્રાહ્મણ, વાણિયા કરતાં પણ ઊંચા ગણાવે છે. અમારાથી કોઈ વર્ણ ઊંચી નથી એમ તેઓ માને છે. તેઓ રબારી, ચારણ, આયર, કચ્છી, પ્રજાપતિ એવા તેર જાતિને તેર તાંસળીનાં ભાઈ ગણાવે છે. ભરવાડો રબારી, ચારણ, આયર સાથે રોટી વ્યવહાર રાખે છે પણ બેટી વ્યવહાર રાખતાં નથી. દરેક પ્રસંગે ભરવાડો તેઓને બોલાવે છે અને સાથે જમે છે. નાનાભાઈ ભરવાડો મોટાભાઈ ભરવાડોમાં રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. નાનાભાઈ ભરવાડો મોટાભાઈ ભરવાડને પોતાનાં મોટાભાઈ ગણે છે. તેથી, મોટાભાઈનાં સંતાનો પોતાનાં સંતાનો થાય એમ તેઓ માને છે. બ્રાહ્મણ, વાણિયા કે જેને અન્ય સમાજ ઊંચા ગણે છે તેઓ સાથે ભરવાડો વસ્તુની ખરીદી જેટલો જ સંબંધ રાખે છે.

ભરવાડો હરિજન, ભંગી અને ચામડિયા જાતિને નીચાં ગણાવે છે. ભંગીને તેઓ કલશુંગી ઋષિમાંથી બન્યાં છે એમ માને છે. આપણે ત્યાં પ્રસંગ હોય ત્યારે ભંગીને જમવા માટે બોલાવીએ છીએ. તેઓ આપણે ત્યાં આવે છે પણ જમવા બેસતાં નથી. જમવાનું ઘરે લઈ જાય છે. જો તેઓ આપણે ત્યાં ઘરમાં બેસીને

જમે તો આપણી સાત પેઢીઓનું કલ્યાણ થઈ જાય એમ ભરવાડો માને છે.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના

ભરવાડો પંચમહાલ, વડોદરાની ભૂમિને પવિત્ર માનતા નથી. આ હેડંબાવન છે એમ તેઓ માને છે. પવિત્ર ભૂમિ ખેડા જિલ્લા પછી શરૂ થાય છે, એમ તેઓ માને છે. સૌરાષ્ટ્રની ભૂમિને પવિત્ર ગણે છે. જુનાગઢની ભૂમિને પવિત્ર ભૂમિ ગણે છે. સૂર્ય ઉગે તે સમયને તેઓ સારો સમય ગણે છે. બાળકો માટે સાંજના સમયને સારો સમય ગણતા નથી. ચૈત્ર મહિનામાં આવતાં નવરાત્રિનાં દિવસોને સારા દિવસો માનતાં નથી. કુંવારી છોકરીને પવિત્ર ગણે છે. નાના બાળકને પવિત્ર માને છે. વિધવા સ્ત્રીને અપવિત્ર માને છે. ભરવાડો દાભ, તુલસી, પીપળો, આંબો, ચંદન, આસોપાલવ, નાગરવેલ, સોપારીને પવિત્ર માને છે. ભરવાડો ગાય, બળદ, મોર, વાછરડું, નાગને પવિત્ર માને છે. ગાય જયાં બાંધી હોય તે જગ્યાને પવિત્ર ગણે છે. છોકરી પરણાવી હોય તે જગ્યાને પવિત્ર ગણે છે. તેઓ પાણિયારું, ઘરનો ઉંબરો, રસોડું, ઘરનું મંદિર વગેરેને પવિત્ર ગણે છે. આકાશનાં સાત ઋષિને પણ પવિત્ર ગણે છે. તારાંનું ઝુમખું, આકાશની હરણીઓ, ઘોળાં તારાંને પવિત્ર ગણે છે. મેઘધનુષ્ય (કાચબી તાણે ) ને પણ પવિત્ર ગણે છે. ભરવાડ દિવસે હરિજનને અડકી જાય તો તેના પર છાંટા નાંખવામાં આવે છે અને પછી જ તેનાથી ઘરમાં જવાય છે. જો રાત્રે હરિજનને અડકી જાય તો તે પોતાના વાળ બાળે છે અથવા પોતાનાં હાથમાં દેવતા લે છે પછી તે ઘરમાં પ્રવેશી શકે છે. ભરવાડો દારૂ, તાડી, માંસને અડતા નથી કે ખાતા પણ નથી.

## મનોરંજનની રીતો

### તહેવારો, ઉત્સવો અને પર્વોમાં

ભરવાડો હિંદુઓનાં જેવાં જ તહેવારો ઉજવે છે. તેઓ દીવાસો, શીતળા સાતમ, દશામાનું વ્રત, રાખડીપુનમ, ગોકુળઆઠમ, નાગપંચમી, નવરાત્રિ, હોળી, અખાત્રીજ વગેરે ઉજવે છે. દીવાસાનાં તહેવાર પછી બીજા તહેવારો આવતાં હોવાથી ભરવાડો દીવાસાનાં તહેવારને અન્ય તહેવારનો મુખ્ય તહેવાર ગણે છે. ભરવાડો દરેક તહેવારમાં, પ્રસંગમાં હુડો, રાસ, ગરબા રમી આનંદ લે છે.

ભરવાડો ગોકુળઆઠમનાં તહેવારને સૌથી મોટો તહેવાર માને છે. તેઓ ગોકુળઆઠમનાં તહેવારને ઉત્સવની જેમ મનાવે છે. નવાં કપડાં પહેરે છે. ગોકુળઆઠમે ભાવનગરના બાવળિયાળી ગામે બધા ભરવાડો ભેગા થાય છે. નાના મોટા સૌ ઉપવાસ કરે છે. તેઓ ફરાળમાં ચેવડો, સામો, મોરિયો, કોપરાપાક લે છે. હજારો માણસો એક જગ્યાએ જમે છે પણ કયારેય ખાવાનું ખૂટતું નથી. નવરાત્રિમાં કેટલાક ઉપવાસ કરે છે. નવ દિવસ સુધી દીવો અગરબત્તી કરી પૂજા કરે છે. માતાજીનું નૈવેદ્ય કરવા તેઓ વતનમાં જાય છે. આઠમનાં રોજ રાત્રે નૈવેદ્ય કરે છે. આઠમનાં દિવસે બધા ઉપવાસ કરે છે. પઢિયાર અને ભૂવો માતાજીના ભૂવા હોય છે. નૈવેદ્ય માટે ઘઉંના લોટનાં પંદર કુંડા બનાવે છે. કુંડામાં ઘી રેડી દીવેટો પ્રગટાવે છે. હવનકુંડમાં એક મોટી જ્યોત પ્રગટાવામાં આવે છે. આ દિવસે ઘીની લાપસી માતાજીનાં પ્રસાદ માટે બનાવવામાં આવે છે. આ લાપસીને હવનકુંડમાં હોમે છે. દાડો બૂડયાથી નવ વાગ્યા સુધી ભૂવો અને પઢિયાર વિધિ કરે છે.

ભૂવો કહે તેમ પઢિયાર પૂજા કરે અને પઢિયાર કહે તેમ ભૂવો પૂજા કરે છે. ભૂવો અને પઢિયાર નવ દહાડા કોરા (નકોરડા) ઉપવાસ કરે છે. માત્ર દૂધ અને ચા પીવે છે. હવન કરતી વખતે ભૂવો સૌને સુખી રાખજે, માતા અમારી ભેગી રહેજે, ભૂત, પલિત, ડાકણથી અમારી રક્ષા કરજે એમ બોલે છે. આદ્યાશક્તિની આરતી થાય છે. પ્રસાદ લઈ સૌ પોતપોતાના ઘેર જાય છે. માતાજી માટે જે લાપસી બનાવી હોય છે તે જ ખાય છે.

શીતળાસાતમનાં દિવસે ઘરનાં બધાં જ ઠંડા પાણીથી સ્નાન કરે છે. તે દિવસે જમવાનું બનાવતા નથી. છઠના દિવસે ભાત, કઢી, પુરી, લાડવા, શાક, ભજીઆ, ખાટામીઠા થેપડા બનાવવામાં આવે છે. રસોઈ બની જાય પછી છાણથી ચૂલાને લીંપવામાં આવે છે. કંકુથી સાથિયો કરી ચોખાથી વધાવી ચૂલાને પગે લાગે છે. ભરવાડો અંધારી છઠ સાતમ કરે છે. સ્ત્રીઓ, બાળકો નવા કપડાં પહેરી બનાવેલ રસોઈની થાળી કરે છે. પૂજા  માટે બીજી થાળીમાં ફૂલ, કંકુ, ચોખા, નાળિયેર, ખીલી, દહીં, દૂધ, ઘીનો દીવો, ચોખ્ખા પાણીથી ભરેલો તાંબાનો લોટો, કુલેર (ઘઉંના કાચાં લોટમાં ગોળ અને ઘી નાંખીને કુલેર બનાવાય છે.) આ બધું લઈને સ્ત્રીઓ શીતળામાની પૂજા કરવા શીતળામાતાના મંદિરે જાય છે. શીતળામાતાની પૂજા કરી કુલેરનો પ્રસાદ વહેંચે છે. શીતળામાતાને કુલેર ખૂબજ વહાલી હોવાથી તેઓ કુલેર સાથે લઈ જાય છે. ઘરે જઈ છઠના દિવસે રાંધેલ રસોઈ જમે છે.

શીતળાસાતમનાં દિવસે ઘરનો મુખ્ય ચૂલો સળગાવવામાં આવતો નથી. સ્ત્રીઓ ચા બનાવે છે. ચા બનાવવા માટે ઘરની બહાર ઈંટોનો ચૂલો બનાવવામાં આવે છે.

દીવાળીમાં ધનતેરસનાં દિવસે ગાયની તથા ધનની પૂજા કરે છે. ગાયને લાપસી ખવડાવે છે. કાળીચૌદશના દિવસે સવાશેર ચોખાનો ભાત રાંધવામાં આવે છે. વડાં બનાવવામાં આવે છે. ભાત અને વડાંના ચાર ચાર કોળિયા ચાર દિશામાં નાખવામાં આવે છે. દીવાળીના દિવસે દાળ, ભાત, શાક, ભજીઆ, પૂરી, લાડવા, તૈયાર મીઠાઈ લાવે છે. રાત્રે બધા ફટાકડા ફોડે છે.

## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

ભરવાડો લાકડી ચલાવવામાં માહેર હોય છે. પહેલાંનાં ઘરડાઓ બે કિલોની પાઘડી માથે મૂકતાં. બે કિલોના બૂટ પહેરતાં. હાથમાં પાચ શેરની વાંસની લાકડી લેતાં. જૂનાગઢ પાસે બરડો ડુંગર આવેલો છે ત્યાં ગાઢ જંગલમાં આ પ્રકારના વાંસ છે તે કાપી લાવી તેઓ આવી લાકડી બનાવતા. લાકડી એ ભરવાડોનું મુખ્ય હથિયાર છે. ઘરમાં છોકરાઓની સંખ્યા મુજબ લાકડીઓ હોય છે. લાકડીના છેડે લોખંડની કુંડલી બેસાડેલી હોય છે. લાકડીનો આ ભાગ જો કોઈના માથામાં વાગી જાય તો તે બેભાન થઈ જાય. લાકડી એ તેમનું પહેલું અને નજીકથી ઘા કરવાનું સાધન છે. તેઓ ગોફણ ચલાવવામાં પણ માહેર હોય છે. ગોફણ તેઓ પાતળી દોરીથી જાતે બનાવે છે. થોડે દૂરથી ઘા કરવો હોય ત્યારે ગોફણનો ઉપયોગ કરે છે. તેઓ તીર પણ ચલાવે છે. વધારે દૂર રહી મારવા માટે તેઓ તીરકામઠાનો ઉપયોગ કરે છે.

સો ગાયોના ટોળામાં તેઓ પોતાની ગાયને ઓળખી કાઢે છે. સ્ત્રીઓ માટીમાંથી ચૂલા બનાવે છે. ઘરમાં લીંપણ કરે છે. વારે તહેવારે ઘરની ભીંતોએ ડિઝાઈન કરે છે. સ્ત્રીઓનું કાપડું (કબજો) અન્ય

સમાજના દરજી બનાવતા નથી. તેમના સમાજની કોઈ સ્ત્રી દરજી કામ કરે છે અને તે સ્ત્રીઓનું કાપડું અલગ અલગ કાપડ મૂકી બનાવે છે. પાછળ દોરીઓ મૂકે છે.

બળતણ માટે થાપેલાં છાણાંની જાળવણી વિશિષ્ટ હોય છે. થાપેલાં છાણાં સૂકાઈ જાય પછી ઘરમાં જગ્યા ના હોવાથી ઘરની બહાર જમીનથી થોડી ઊંચાઈ પર છાણાંને એક પર એક મૂકી માણસની ઊંચાઈ જેટલો થર બનાવે છે. છાણાં ગોઠવાઈ જાય પછી લીલા છાણથી ચારેય બાજુએ જાડું લીંપણ કરે છે. લીંપણ સૂકાઈ જાય પછી તેના પર પ્લાસ્ટિક ઢાંકી દે છે જેથી વરસાદનું પાણી નીચે પડી જાય અને છાણાં પલળે નહિ. આ છાણાંનો ઉપયોગ તેઓ ચોમાસા પછી કરે છે.

તેમના ઘરો એક રૂમ અને ઓસરીવાળા હોય છે. પાછલો દરવાજો હોતો નથી. ઘર નાનું હોવાથી ઘરની બાજુમાં કે ઘરની સામે ઢોર બાંધવાં માટે લાકડા કે થાંભલાં રોપી ઉપર પ્લાસ્ટીકની ટાડપતરી ઓઢાઢી બાંધી દેવામાં આવે છે. પૈસાની સગવડવાળા હોય તો છાપરા પર પતરા નાખે છે. બે ફૂટ જેટલો ઉંડો અને દોઢ ફૂટ જેટલો પહોળો ઢોરની સંખ્યા મુજબ ઈંટોથી ખાડો બનાવે છે. આ ખાડામાં ઢોરનું ઘાસ અને દાણ મૂકવામાં આવે છે. આનાથી ઘાસચારો બગડતો નથી. ઢોરોને આ ખાડાની બહાર બાંધવામાં આવે છે જેથી ઢોર બાંધવાની જગ્યા ચોખ્ખી રહે છે.

**સમાજની ભાષા**

ભરવાડો કાઠિયાવાડી બોલી બોલે છે. ભરવાડો પોતાનું મૂળ વતન ગોકુળ, મથુરા જણાવે છે. શ્રીકૃષ્ણ અમને ગોકુળમાંથી કાઠિયાવાડમાં લઈ ગયા હતા અને અમે ત્યાં વસ્યા છીએ તેવું માને છે. ભરવાડોનાં ગીતોમાં, વાતચીતમાં કાઠિયાવાડી બોલી સ્પષ્ટ જણાઈ આવે છે.

ભરવાડો કાઠિયાવાડી ભાષા બોલે છે. તે ભાષાનાં કેટલાંક વાક્યો નીચે છે તેના પરથી તે ભાષા કઈ રીતે અલગ પડે છે તેનો ખ્યાલ આવે છે.

| ભરવાડ | ગુજરાતી |
|---|---|
| ૧. ચા જવાના | ક્યા જવાના? |
| ૨. આંય આવ | અહીં આવ. |
| ૩. આંય બેહો | અહીં બેસો |
| ૪. હુ કરો સો | શું કરો છો? |
| ૫. ચમ સે | કેમ છો ? |
| ૬. પેટમાં દુખે સે | પેટમાં દુખે છે. |

**ભરવાડની ભાષાની વિશેષતાઓ**

**૧.ભરવાડની ભાષાની ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ નીચે મુજબ છે :**

**'સ' નો અઘોષ 'હ':**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| હાસુ | સાચું |
| હોનાનું | સોનાનું |
| હાર્યે | સાથે |

**' ડ નો 'ળ'**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| ગોદળા | ગોદડું |

પ્રયત્ન લાઘવને કારણે સંક્ષેપીકરણ કે સરલીકરણનું વ્યાપક વલણ જોવા મળે છે. તેથી શબ્દનું રૂપરિવર્તન થાય છે.

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| આંય | અહીં |

| | |
|---|---|
| તારે | ત્યારે |

**ભરવાડ વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ**

ચોથી વિભક્તિમાં પુલ્લિંગ અને સ્ત્રીલિંગમાં 'સાથે' ને બદલે 'હારે'

| ભરવાડ | ગુજરાતી |
|---|---|
| બાપાહારે | પિતાજી સાથે |
| ભાયહારે | ભાઇ સાથે |
| માહારે | માતા સાથે |
| બોનહારે | બેન સાથે |

**સહાયક 'છે' ના રૂપોમાં અંત્ય સ્વરનો હ્ાસ**

| ભરવાડ | ગુજરાતી |
|---|---|
| આ કુણ સે | આ કોણ છે ? |
| આ સોકરો સ | આ સોકરો સે |

**ભરવાડમાં કેટલાંક નામોનાં પુલિંગ અને સ્ત્રીલિંગ રૂપો જુદા-જુદા સ્વરૂપમાં હોય છે.**

| ભરવાડ | ગુજરાતી |
|---|---|

| | |
|---|---|
| ધોરીડા | બળદ |
| ગવ | ગાય |
| બેય માણા | પતિ પત્ની |

**ભરવાડમાં કેટલાંક નામો પુલ્લિંગમાં જ વપરાય છે, સ્ત્રીલિંગ વપરાતાં નથી.**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| સાંદો | ચાંદ |

**ભરવાડમાં કેટલાક નામો માત્ર નપુસકલિંગનાં રૂપમાં જ વપરાય  છે.**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| તારોડિયા | તારા |
| નેણ | ભ્રમર |

**ભરવાડ પ્રશ્નવાચક સર્વનામ**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| કુણ | કોણ |
| ચા | ક્યાં |

| | |
|---|---|
| ચેટલા | કેટલાક |
| શુ લેવા | કેમ |
| કુનુ, કુના, કુની | કોનું, કોના, કોની, |
| ચારે | કયારે |
| ચેવુ, ચેવો | કેવું, કેવો |
| હુ | શું |

**ભરવાડ ક્રિયા વિશેષણો**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| હમણે | હમણાં, અત્યાર |
| ઘડીક રઈને | થોડી વાર પછી |
| પસી | પછી |
| હળવેથી | ધીરેથી |
| કાળથી | ગુસ્સાથી |
| તારે | ત્યારે |

ભરવાડમાં કેટલાંક આજ્ઞાર્થી રૂપો

| | ભરવાડ | ગુજરાતી | ભરવાડ | ગુજરાતી |
|---|---|---|---|---|
| | ઉભોરે | ઊભો રહે | દોટે | દોડ |
| | હાલ | ચાલ | બેહ | બેસ |
| | સોળ | ધસ, ચોળ | | |

ભરવામાં વર્તમાનકાળનાં કેટલાંક ઉદાહરણ

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | ભરવાડ | ગુજરાતી | ભરવાડ | ગુજરાતી |
| પ.પુ. | હું જાવ સુ | હું જાઉં છું | અમે જવી સીએ | અમે જઇએ છીએ. |
| બી.પુ. | તું જાય સે | તું જાય છે. | જમે જાવ સો | તમે જાવ છો. |
| ત્રી.પુ. | ઓલ્યો જાય સે | તે જાય છે. | ઇ હોત જાય સે | તેઓ જાય છે. છે. |

ભરવાડ માં ભૂતકાળનાં કેટલાંક ઉદાહરણો

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | ભરવાડ | ગુજરાતી | ભરવાડ | ગુજરાતી |

| | | | | |
|---|---|---|---|---|
| પ્ર.પુ. | હું જયોતો | હું ગયો હતો. | અમે હોત જયા તા | અમે પણ ગયા હતા. |
| બી.પુ. | તું જયોતો | તું ગયો હતો | તમે જયા તા | તમે ગયા હતા. |
| ત્રી.પુ. | ઇ હોત ગ્યા તા | તે ગયાં હતાં | તે હોત જયા તા | તેઓ પણ ગયા હતા. |

**ભરવાડીમાં ભવિષ્યકાળનાં કેટલાક ઉદાહરણો**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **ભરવાડ** | **ગુજરાતી** | **ભરવાડ** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | હુ હોત જાયસ | હું પણ જઈશ | આમાં જાંહું | અમે જઈશું |
| બી.પુ. | તું જાયસ | તું જઈશ | તમે હોત જાશો | તમે જશો |
| ત્રી.પુ. | ઈ હોત જાસે | તે પણ જશે | ઈ હોત જાશે | તેઓ જશે |

**સગા-સંબંધિત શબ્દો**

| **ભરવાડ** | **ગુજરાતી** | **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બા | માતા | ભાય | ભાઈ |
| ભોજાઈ | ભાભી | બેનીબા | નણંદ |
| આજલહો | મોટો બાપા | કાકા | પિતાના નાના ભાઈ |

| | | | |
|---|---|---|---|
| કાકી | પિતાના નાના ભાઈની વહૂ/ | | |
| આપા | સસરો | ભાય | દિયર |
| ખાંદાડીયો | ઘર જમાઈ | ઘણી | પતિ |
| મામી | મામી (માતાના ભાઈની પત્ની) | | |
| વેવઈ | વેવાઈ | આપો | પિતા |
| બોન | બહેન | બનેવી | બનેવી |
| માસી | માસી | ફૂઇ | પિતાની બહેન |
| મા | સાસુ | જમઇ | જમાઇ |
| બાયડી | પત્ની | મામો | મામા(માતાનો ભાઇ) |
| વેવાણ | વેવાણ | હાળો | સાળો |
| મોટાભાઈ | જેઠ | સોકરો | છોકરો |
| સોકરી | છોકરી | બેન | મોટી બહેન |
| ગડા આપા | બાપના બાપા | ગડી મા | બાપની મા |

**ઓજાર વિષયક શબ્દોના નામો**

| **ભરવાડ** | **ગુજરાતી** | **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| નાની દાતયડી | નાની દાતરડી | દાતડુ | મોટો દાતરડો |
| કુવાડી | નાની કુહાડી | ચોર્યુ | કોદાળી |
| વેલડું | નાનું બળદગાડું | ખોળ | ખળુ |
| હૂપડું | સુપડું | કળો, દંતાળ | ખેડવા માટે લોંખડનુ સાધન |
| માંળો | નાનો માંડવો | ગાડું | બળદગાડું |
| ધુહરી | જુસરી | તીકમ | ત્રિકમ |
| કૉશ્ય | પરાય | વાવણિયુ | ઓરણી |
| હોળ | હળ | | |
| ફડાક | પવન ન આવતો હોય તો ચાદર દ્વારા બનાવવામાં આવતો હાથપંખો | | |

**અનાજનાં નામો :**

| ભરવાડ | ગુજરાતી |
|---|---|
| જાર | જુવાર |
| મકઈ | મકાઈ |

| | |
|---|---|
| ડાંગોર | ડાંગર |
| ઘવ | ઘઉં |
| બાજરો | બાજરો |

**ખેતી વિષયક શબ્દો :**

| **ભરવાડ** | **ગુજરાતી** |
|---|---|
| વીર ખેતલો | ખેતરનો દેવ |
| કેડુ, ટુકડુ | ખેતરનો ટુકડો |
| ખેડ | શિયાળુ ખેડ |
| પરાળ | પરાળ |
| એયણી | વાવણી |
| વાડની પડે | ડાંગર કાપવાનો સમય |
| વરાય | નિંદવાનો સમય |
| ચાહ | ચાસ |
| આદમી, બાઈ | ખેતરે જનાર પુરૂષ કે સ્ત્રી |
| પાંચ જોડવી | ખોળીમાં ડાંગરને બળદોથી છૂટું પાડવું તે |

| | |
|---|---|
| ઓગલુ કરેલુ, ગોય | એક જગ્યાએ વ્યવસ્થિત ભેગું કરેલું ડાંગર |
| માળો | ખેતરની વચ્ચે રોપવામાં આવેલો લાકડાનો ખૂટ |
| ઓળુ | ચાડિયો |
| ટોયો | ખેતરનો રખેવાળ |

**સંગીત વાદ્ય અને નાટ્યવેશો**

**ભરવાડોમાં નૃત્ય**

**ભરવાડોમાં રાસ અને રાસડા**

**રાસ**

સૌરાષ્ટ્રમાં નૃત્ય પ્રકારોમાં સૌથી વધુ ધ્યાન ખેંચતો કોઈ પ્રકાર હોય તો તે દાંડિયા-રાસનો છે. નોરતાં, શરદપુનમ, જન્માષ્ટમી રમે છે. આ રાસ નૃત્યની લાક્ષણિકતા રાસ લેતી વખતે બંકીછટા, તીરણ પગ મૂકવાની-નાચવાની વિશિષ્ટતામાં રહેલી છે. ભરવાડો અને ભરવાડણો દ્વારા લેવાતા રાસમાં એક સ્ત્રી એક પુરૂષ એમ ત્રીસથી સાંઈઠ સુધીની સંખ્યા હોય છે. આ રાસમાં ગીતનું મહત્ત્વ નથી પણ ઢોલ અને શરણાઈમાં વાગતા હીંચના તાલે રાસ રમાય છે. પગના ઠેકાનો તાલ, અંગડોલન, હાથનાં હિલોળા મુખ્યત્ત્વે હોય છે. સ્ત્રી પુરૂષ સામ સામે આવીને તાલી દેતુ હોય છે.

**રાસડા**

રાસ અને રાસડા વચ્ચે ભેદ છે. સૌરાષ્ટ્રમાં રાસ મોટે ભાગે પુરૂષો લે છે. રાસડા એ તાલરાસકનો પ્રકાર છે. રાસડામાં સંગીતનું મહત્ત્વ મોખરે રહે છે. સ્ત્રીઓમાં એક તાલીના અને ત્રણ તાલીના રાસડા વધુ જાણીતા છે. રાસડા એ ગરબા જેવો જ પ્રકાર છે. રાસડા નારીપ્રધાન છે.

ભરવાડ જાતિના રાસડામાં સ્ત્રી પુરૂષો સાથે જોડાય છે. સ્ત્રીઓ તાલીઓના તાલે કે ચપટી વગાડતી ઢોલ સાથે રાસડા લે છે. એક સ્ત્રી ગવડાવે છે અને બીજી સ્ત્રીઓ ફરતી ફરતી ઝીલે છે. રાસડા એ લોકનારીનાં જીવનનાં આનંદ અને ઉલ્લાસને અભિવ્યકત કરવાનું માધ્યમ બની રહ્યું હોવાથી ધર્મની સાથે તેનો સંબંધ નહિવત જેવો છે. રાસડામાં રાસે રમનાર નારીઓ પરંપરાગત વસ્ત્રોમાં અલગ તરી આવે છે.

**ભરવાડોના ડોકા અને હુડા રાસ**

સૌરાષ્ટ્રના ભરવાડો જયારે ડોકા રાસ અને હુડા રાસમાં ખીલે છે ત્યારે ગોપસંસ્કૃતિના સાચા ખમીરના દર્શન થાય છે. ભરવાડોના રાસમાં કાનગોપીના ગીતો મુખ્ય હોવા છતાં ડોકા રાસમાં ગીતને ઝાઝું સ્થાન નથી. ઢોલના તાલે તાલે આખા પરોણા કે પરોણિયું લઈને તેઓ દાંડિયા લે છે. આ વખતે પગના તાલ, શરીરનું હલનચલન અને અંગની આગવી છટા ઉડીને આંખે વળગે છે.

હુડો એ પરંપરાગત પ્રાચીન ગરબો છે. જે સ્ત્રી અને પુરૂષ બંને રમી શકે છે પરંતુ સ્ત્રી અને પુરૂષ બંનેના ચાળા અને રમવાની પધ્ધતિ અલગ હોય છે. હુડો રાસ આમ તો મુખ્ય ભરવાડ લોકોનું પરંપરાગત

નૃત્ય છે તેથી તેના ચાળા પણ જોશીલા અને સ્ફૂર્તિલા હોય છે. હુડા રાસમાં ભરવાડ અને ભરવાડણો ઢોલના તાલે તાલે સામસામા હાથના તાલ અને પગના ઠેકા વડે રાસે રમે છે. આ રાસ ગીત વગર પણ એવો જ ઊપડે છે. મોટાભાગે આ રાસ બંને વ્યક્તિની જોડીમાં રમાય છે અને તેમાં જોડી સાથે સંયોગ કરીને રમવાના ચાળા વધુ હોય છે. આ રાસમાં પુરૂષો ભરવાડનો પહેરવેશ પહેરે છે અને સ્ત્રીઓ પરંપરાગત પહેરવેશ પહેરે છે. આ રાસની બીજી એક વિશેષતા એ છે કે, તેઓ હાથમાં રંગીન છત્રી રાખીને પણ રમવામાં આવે છે. આ રાસ ધીમેથી શરૂ થઈને પછી ગતિ વધારે છે. એક સાથે એક સરખા ચાળા લેતાં ખેલૈયાને જોવાની મજા કંઈક ઔર હોય છે.

**હુડાગીત**

મોરલી વાગેને મારા મન હરે
એથી મારા દલડા ગ્યા છે દૂર રે આંખલડીનો ચાળો વાલો મારો બહુ કરે
આજના ઊતારા વાલા મારા આંહી કરે
ઊતારા કરશું વૈકુંઠ રૂડા ધામ રે મોરલી વાગેને મારા મન હરે
આજના ભોજનિયા વાલા મારા આંહી કરે
ભોજનિયા કરશું વૈકુંઠ રૂડા ધામ રે મોરલી વાગેને મારા મન હરે
આજના નાવણિયા વાલા મારા આંહી કરે

નાવણિયા કરશું વૈકુંઠ રૂડા ધામ રે મોરલી વાગેને મારા મન હરે
આજના પોઢણિયા વાલા મારા આંહી કરે
પોઢણિયા કરશું વૈકુંઠ રૂડા ધામ રે મોરલી વાગેને મારા મન હરે

**ટીટોડો**

ટીટોડો એ ભરવાડ સમાજનું લોકનૃત્ય છે. સ્ત્રી અને પુરૂષ દ્વારા આ નૃત્ય થાય છે. શાસ્ત્રીય નૃત્યો જેમ હરિત, મધુર વગેરે પરથી રજૂ થાય છે તેમ ટીટોડો પણ દશ્ય નૃત્ય છે. ટીટોડો એ ટીટોડો નામના પંખીના હલનચલન વગેરેની પ્રક્રિયામાંથી ઉદ્‌ભવેલું નૃત્ય પ્રકાર છે. ઉતાવળા પગે ચાલી, થોડીવાર ઊભા રહી, વળી પાછું ઉતાવળા પગે ચાલવાનું હોય છે. આ ચલન વખતે શરીરને કેડથી આગળની બાજુ નમાવી એક પગ આગળ અને એક પગ પાછળ મૂકતા મૂકતા ડોકને રમણીય ગતિ અને મરોડ અપાય છે. સાથે સાથે કોણી આગળથી એક હાથ ઊંચો કરી, ઊંચા થયેલા હાથની કોણી નીચે બીજા હાથની હથેળી મૂકીને પગ અને હાથને વારાફરતી તાલબદ્ધ રીતે બદલતા બદલતા બે કતારોમાં સામસામે ગતિમાં આ નૃત્ય રમાય છે.

**ટીટોડાનું ગીત**

આંટીયાળી પાઘડીવાળા રે હાથમાં લાકડીવાળાં રે ભોળા ભરવાડ મને ગમતાં
કેડે છે કંદોરો એને મોતીડાની માળા ભોળા રે ભરવાડ મને ગમતાં

આંટીયાળી પાઘડીવાળા રે હાથમાં લાકડીવાળાં રે ભોળા ભરવાડ મને ગમતાં
મેમાનોને માન દેનારા રે વખતને સંભાળવાવાળાં રે ભોળા ભરવાડ મને ગમતાં
આંટીયાળી પાઘડીવાળા રે હાથમાં લાકડીવાળાં રે ભોળા ભરવાડ મને ગમતાં
હાથમાં એને દૂધની ધારા દેવ દુવારકાવાળાં રે ભોળા ભરવાડ મને ગમતાં
આંટીયાળી પાઘડીવાળા રે હાથમાં લાકડીવાળાં રે ભોળા ભરવાડ મને ગમતાં

સયરુ સાલોને રમવા
અમને રમતા નો આવડે
તમને રમીને બતાઈએ
કડલાની જોડ સે
મહી મારો ભાગ સે
મે બોલાવી કેમ ન આવી એટલી મારી ભૂલ સે
સયરુ સાલોને રમવા
અમને રમતા નો આવડે
તમને રમીને બતાઈએ
હારલાની જોડ સે

મહી મારો ભાગ સે
મે બોલાવી કેમ ન આવી એટલી મારી ભૂલ સે

## સાહિત્ય

ભરવાડ સમાજમાં બાળલગ્ન, સમુહલગ્ન અને સાટાલગ્નની પ્રથા ઘણા સમયથી ચાલી આવી છે. આ સમાજમાં કુટુંબના વડવાઓ દીકરા દીકરી માટે પાત્રની પસંદગી કરે છે. લગ્નની વિશેષતામાં ઉકરડી ઉઠાડવી, પાહો ભરાવવો વગેરે પ્રથા જોવા મળે છે. વિધિ પ્રમાણે આનંદ ઉલ્લાસથી ગીતો ગવાય છે. ગીતોને તેઓ ગાંણા કહે છે. તેઓનું કહેવું છે કે, અમે પાંચ ગાંણા ગાઈએ તો અમારી દુનિયાની ખેપ (ગામ) આવી જાય.

**લગ્ન લઈને આવે ત્યારે**

વીરના દાદા રે દાટયા કરો રે ઉકેલ વીવા આયો ઢૂંકડો
વીરના દાદાએ લીધી માજમ રાત લીમડી તંબુ તાંણીયા
લીમડી ગામની રે રૂડી બાવળી બજાર વચમા લીલો માંડવો
એ માંડવડે રે મારે હનુભાઈની મોદ જયોતિ વહુની સુંદડી
સુંદડીએ રે રૂડી સોખલીયાળી ભાત ચારે છેડે મોરલા
એ મોરલીએ રે રૂડા કરે રે કિલોલ ઢેલુ ઢુંગે વળીયું

વીરના દાદા રે દાટયા કરો રે ઉકેલ વીવા આયો ઢૂંકડો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, દાદા તમે જમીનમાં દાટેલી રકમો બહાર કાઢો આપણા ઘેર દીકરાનાં લગ્ન નજીક આવે છે. દાદાએ આખી રાત ઉજાગરો કરીને લીમડી ગામે તંબુ તાંણિયા અને ત્યાંની બાવળી (સરસ) બજારમાં લીલો માંડવો રોપ્યો છે. એ માંડવે જાનૈયાઓ છે તથા તેની પત્નીની ચૂંદડી અને ચૂંદડીએ ચોખલીયાળી ડિઝાઈન છે. ચારે છેડે એટલે કે ચારેય બાજુ યુવાનો આંનદથી કિલ્લોલ કરી રહ્યાં છે. આજુ બાજુ છોકરીઓ ટોળે વળી છે.

**ગણેશ સ્થાપનાના ગીત**

ગણપતિ ઉપર સોળે સજેલા શણગાર આજે ગણપતિ પૂજા કોને કરી
આ હતા મારે તોગાભાઈના મોભી આજે ગણપતિ પૂજા એને કરી
ગણપતિ ઉપર સોળે સજેલા શણગાર આજે ગણપતિ પૂજા કોને કરી
આ હતા મારે ભૂરીબેનના જલમા આજે ગણપતિ પૂજા એને કરી
ગણપતિ ઉપર સોળે સજેલા શણગાર આજે ગણપતિ પૂજા કોને કરી
આ હતા મારે હીરુબેનના ભતરીજા આજે ગણપતિ પૂજા એને કરી
ગણપતિ ઉપર સોળે સજેલા શણગાર આજે ગણપતિ પૂજા કોને કરી
આ હતા મારે દેવલબેનના ભાઈ આજે ગણપતિ પૂજા એને કરી

ગણપતિ ઉપર સોળે સજેલા શણગાર આજે ગણપતિ પૂજા કોને કરી
આ હતા મારે હનુભાઈના ભાણેજ આજે ગણપતિ પૂજા એને કરી

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, ગણેશને સોળ શણગારથી સજાવ્યા છે. તોગાભાઈનો મોભી (પુત્ર) પરણે છે તેથી તેમને ગણપતિની પૂજા કરી છે. આ ઉપરાંત માતાનો જનમ્યો, બેનનો ભતરીજો, મામાનો ભાણેજ પરણે છે તેથી તેઓએ પણ ગણપતિની પૂજા કરી છે.

ગણેશ ગુંદાળા ને ફાંદે રૂપાળા (૨)
ક્સનાના લગ્નમાં રૂડા મંડપ રોપાવો
મંડપે ઢોલીડા ઘડુક્યા રે મારા ગણેશ ગુંદાળા
ગણેશ ગુંદાળા ને ફાંદે રૂપાળા (૨)
ક્સનાની જાને રૂડા ધોરીડા શણગારો
ધોરુડે ઘુઘરમાળ રે મારા ગણેશ ગુંદાળા
ગણેશ ગુંદાળા ને ફાંદે રૂપાળા (૨)
ક્સનાની જાને રૂડી વેલડી શણગારો
સાગ સીસમની જોડી વેલડી રે મારા ગણેશ ગુંદાળા
ગણેશ ગુંદાળા ને ફાંદે રૂપાળા (૨)
ક્સનાની જાને રૂડા જાનૈયા શણગારો

જાનૈયા લાલ ગુલાલ રે મારા ગણેશ ગુંદાળા
ગણેશ ગુંદાળા ને ફાંદે રૂપાળા (૨)
ક્સનાની જાને રૂડી જાનડીયું શણગારો
જાનડીયું કેસરની ભીની રે મારા ગણેશ ગુંદાળા
વન વગડામાં રથ થંભ્યા
ચાલો જેઠાણી ચાલો દેરાણી આપણે ગણેશ મનાવા જાઈએ
સૌને સંભાર્યા ને ગણેશ વિસાર્યા
અમારે જોશે સવામણના રે લાડુ
સવામણ કયો તો સવા બે મણનાં દેશું
રમજમતી વેલુ મારગ ચઢશુ રે મારા ગણેશ ગુંદાળા
ગણેશ ગુંદાળા ને ફાંદે રૂપાળા (૨)

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, ગણેશને મોટું પેટ છે. જેના લગ્ન લેવાયા છે તેને શ્રીકૃષ્ણ સાથે સરખાવાયો છે. તેની જાનમાં ધોરીડા એટલે કે બળદ જોડયા છે અને બળદના ગળામાં ઘુઘરમાળ બાંધવામાં આવી છે. જાનમાં સાગ અને સીસમથી બનાવેલી વેલડી (નાનું ગાંડુ) જોડવામાં આવ્યું છે. જાનમાં જાનૈયા લાલ ગુલાલથી રંગાયેલા છે. જાનડીયું કેસરની ભરેલી છે. આવી રીતે જાન જાય છે ત્યારે વનમાં રથ થંભી જાય છે કેમકે બધાને યાદ કર્યા પણ ગણપતિને તેઓ ભૂલી ગયા. છોકરાની મા જેઠાણી

દેરાણીને કહે છે કે, ચાલો આપણે ગણેશને મનાવા જઈએ. ગણેશ કહે છે કે, અમારે સવામણના લાડુ જોઈશે. તેથી તેઓ કહે છે કે, 'સવામણની જગ્યાએ સવા બે મણના લાડુ આપશું.' આમ ગણેશને મનાવવાથી જાનની વેલુ (વેલડીયું) રમજમતી આગળ જવા લાગે છે.

લાડડી લગ્ન ઉપર લખી કાગળ મોકલે
રાયવર ઘડીએ લગ્ને વરધે વેલા આવજો
લાડડી તારા ગામમાં નઈ આંબા નઈ આંબલી
અમારે લે રખડા ભરતભાઈને છાયા જોસે
લાડડી લગ્ન ઉપર લખી કાગળ મોકલે
રાયવર ઘડીએ લગ્ને વરધે વેલા આવજો
લાડડી તારા ગામમાં નઈ કૂવા નઈ પાવઠા
અમારે લે રખડા ભરતભાઈને નાવણ જોસે
લાડડી લગ્ન ઉપર લખી કાગળ મોકલે
રાયવર ઘડીએ લગ્ને વરધે વેલા આવજો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, લગ્ન લેવાયા છે ત્યારે છોકરાની વહુ કાગળ મોકલે છે કે રાયવર તમે જાન લઈને વહેલા આવી જજો. છોકરો વળતો જવાબ કરે છે કે, તારા ગામમાં આંબો કે આંબલી નથી અમારા કોમળ, નરમ ભાઈને છાંયડો જોઈશે. તારા ગામમાં કૂવા નથી ને વાવ નથી નાવણ ક્યાંથી

કરશે?

સામે નદીને કિનારે સરે સાંઢણી
ડાકણ નીપજે કંકુડાની ખાણો દાદા ઓરો આપડે
આપડા ઘરેરે હરિભાઈના વીવા રે દાદા ઓરો આપડે
વીરને વરધુ થોડીને જાવા વેગળા
સામે નદીને કિનારે સરે સાંઢણી
ડાકણ નીપજે નાળિયોરની ખાણો પિતા ઓરો આપડે
આપડા ઘરેરે હરિભાઈના વીવા રે પિતા ઓરો આપડે
વીરને વરધુ થોડીને જાવા વેગળા
સામે નદીને કિનારે સરે સાંઢણી
ડાકણ નીપજે સોખાની ખાણો વીરા ઓરો આપડે
આપડા ઘરેરે હરિભાઈના વીવા રે વીરા ઓરો આપડે
વીરને વરધુ થોડીને જાવા વેગળા
સામે નદીને કિનારે સરે સાંઢણી

આ ગીત ગણેશ  વખતે ગવાય છે. નદીની સામેના કિનારા પર ઊંટ ચરે છે. દાદા કંકુની ખાણો ઓરી લાવો, નાળિયેરની ખાણો ઓરી લાવો, ચોખાની ખાણો ઓરી લાવો. કેમકે, હવે ઓછા દિવસો છે. જોત

જોતામાં લગ્નનો દિવસ આવી જશે. આપડા ઘેર ભાઈના લગ્ન લીધા છે.

દાદા હો દીકરી વઢિયારમા ના દેશો જો
વઢિયારી સાસુડી વેગરી
દીવે દળામણ રાતે કંતાવે જો
પાસલી રાતુના પાણી મોકલે
ઘડો ના બુડે મારુ સીસણીયું ના પોંકે જો
કૂવાને કાંઠે રે ઉગી આથમ્યો
ઉડ પંખીડા મારા સંદેશો લઈ જાજે જો
દાદાને જઈ કે જે દીકરી કૂવે પડે
કૂવે ન પડશો દીકરી અફિણીયા ના ખાસો જો
અજવારી આઠમના ઘેડી તારા આંણલા
કાકાનો કાબરો મામાનો મુજળીયો જો
વીરાના ધોરીડા વેલે જોડશે

આ ગીતમાં દીકરી દાદાને એવું કહે છે કે, દાદા મને વઢિયારમાં ના આપશો. ત્યાંની સાસુ વઢિયારી હોય છે. દીવો સળગાવી મને દળવાનું કહેશે અને રાતે કંતાવશે. પાછલી રાતના મને પાણી મોકલશે તેથી ઘડો પાણીમાં બૂડશે નહિ અને મારું દોરડું પહોંચશે નહિ. તેથી કૂવાકાંઠે જ દિવસ ઊગી ગયો અને આથમી

ગયો. દીકરી પંખી દ્વારા દાદાને  સંદેશો મોકલાવે છે કે, દીકરી કૂવામાં પડશે. દાદા વળતો જવાબ કરે છે કે, દીકરી કૂવે ના પડશો કે અફિણીયા પણ ના ખાશો. દીકરી તારા આંણા અજવાળી આઠમે કરશું. કાકાનો કાબરો અને મામાનો મોજરો તથા તારા ભાઈના બળદ ગાડે જોડીશું.

**માંડવાનું ગીત**

ઉસી ઉસી વડીયું ને સરસરતા સાગા
જોગરાણાના ઘરમા વહુવારુના રાજ
પરમુ વહુ કે હું તો ધોળામાં ધોળી
લી આવુ ગોરી ને મૂકી આવુ ગાગર
ઉસી ઉસી વડીયું ને સરસરતા સાગા
ભોકળવાના ઘરમા વહુવારુના રાજ
શાંતનુ વહુ કે હુ તો ઉસામાં ઉસી
અમને સોપી દયો ને ભંડારાની કૂંચી

આ ગીત માંડવો નંખાય ત્યારે વહુઓને ગવાય છે. ભરવાડ સમાજમાં જોગરાણા અને ભોકળવા જેવી શાખાઓ આવેલી છે. જોગરાણાના ઘરમાં વહુઓના રાજ ચાલે છે. તેથી જોગરાણાની વહુ કહે છે હું તો એકદમ ઉજળી છું તેથી લઈ આવું ગોળી ને મૂકી આવું ગાગર. ભોકળવાની વહુ કહે છે કે, ઘરમાં અમારા

રાજ છે તેથી મને ભંડારાની ચાવી સોંપી દો.

માંડવડે સોનાના થાંભ રે રૂપા કેરી વળીયું
માંડવડે કયા ભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે કસુંબિયા હોય રે મારો માંડવ અરગે
કસુંબિયા વજાભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે સોનાના થાંભ રે રૂપા કેરી વળીયું
માંડવડે કયા ભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે ગલાલિયા હોય રે મારો માંડવ અરગે
ગલાલિયા સાજનભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે સોનાના થાંભ રે રૂપા કેરી વળીયું
માંડવડે કયા ભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે અંતરિયા હોય રે મારો માંડવ અરગે
અંતરિયા કવાભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે સોનાના થાંભ રે રૂપા કેરી વળીયું
માંડવડે કયા ભાઈ હોય રે મારો માંડવ અરગે
માંડવડે નાણાંવાળાં હોય રે મારો માંડવ અરગે

નાણાંવાળાં હનાભાઈ  હોય રે મારો માંડવ અરગે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, માંડવે સોનાના થાંબલા અને રૂપાની વળિયો છે. કસુંબીના શોખીન, ગુલાલવાળાં, અત્તરના શોખીન તથા પૈસાવાળાં છે તેથી મારો માંડવો શોભી રહ્યો છે.

દાદા ગોળ રે માળવીયો સોખા સુરતી
દાદા દીકરીયું થોડી થોડી તેડો રે વહુવારુ જાજી તેડજો
દાદા દીકરીયું રમી જમી જાસે રે વહુવારુ ઓરડા મહાલશે
દાદા ગોળ રે માળવીયો સોખા સુરતી
દાદા જમઈડા થોડા થોડા તેડો રે કુંવરીયા જાજા તેડજો
દાદા જમઈડા નાસી ભાગી જાસે રે કુંવરીયા ઘોડા ખેલવે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, દાદા માળવાથી ગોળ અને સુરતથી ચોખા મંગાવજો. દાદા દીકરીઓ થોડી થોડી બોલાવજો અને વહુઓ વધારે તેડાવજો કેમકે દીકરીઓ લગ્ન મહાલી જતી રહેશે ને વહુઓ ઓરડા મહાલશે. જમઈ પણ થોડા થોડા તેડજો અને દીકરા વધારે તેડાવજો કેમકે જમઈ ભાગી જશે અને છોકરાઓ તો ઘોડા ખેલાવશે.

**પાહો ભરાવાનું ગીત**

રંગ તાલ રસીયો આવે સે

હકાભાઈનો મોભી આવે સે
આખી નગરીમાં અંતર ઉડાડે સે
રંગ તાલ રસીયો આવે સે
ધીમે ધીમે ભરતભાઈ આવે શે
પુરીબેનનો જલમ્યો આવે સે
આખી નગરીમાં ગુલાલ ઉડાડે સે
રંગ તાલ રસીયો આવે સે
લીલા વહુનો સ્વામી આવે સે
આખી નગરીમાં અબીલ ઉડાડે સે
રંગ તાલ રસીયો આવે સે
અર્જુનભાઈના વીરા આવે સે
આખી નગરીમાં કસબોઈ ઉડાડે સે

આ ગીત વરરાજાને ગામમાં બધાં પોતાનાં ઘેર પોસ ભરાવા લઈ જાય ત્યારે ગવાય છે. આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વરરાજો ઢોલ, નગારાં સાથે વાજતે ગાજતે આવે છે. કોઈનો મોભી, કોઈનો પુત્ર, કોઈનો ભાઈ, કોઈનો સ્વામી આવે છે. એ જયારે આવે છે ત્યારે આખી નગરીમાં અત્તર, ગુલાલ, અબીલ અને કસબોઈ ઉડાડતો ઉડાડતો આવે છે.

તમે આઘા રહીને જોજો માર વીરાને નજરો લાગશે (૨)
વીરના દાદા આગળ સાલો વીરના દાદી પાછળ સાલે વીરાને નજરો લાગશે
તમે આઘા રહીને જોજો માર વીરાને નજરો લાગશે (૨)
વીરના પિતા આગળ સાલો વીરના માતા પાછળ સાલે વીરાને નજરો લાગશે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, તમે બધાં આઘાં રહીને જોજો નહિ તો મારાં વીરાને નજરો લાગશે. નજર ન લાગે તે માટે વીરાના દાદાને આગળ અને વીરાની દાદીને પાછળ ચાલવાનું કહે છે. તેવી જ રીતે વીરાના પિતાને આગળ અને તેની માતાને પાછળ ચાલવાનું કહે છે.

**ફૂલેકાનું ગીત**

કંકુ ભર્યો દાબડો હીરે જડયો હથિયાર
માડીના જાયા હવળો હવળો હાલ
પાતળીયા પોરે પગલા ભર
ડોલરીયા દોઢે ડગલા ભર
તારા માતાજી માંડવ માલસે
તારો દાદો સુકવશે દાંણ
પાતળિયા હવળો હવળો હાલ

આ ગીત વરનું ફૂલેકુ નીકળે ત્યારે ગવાય છે. કંકુ ભર્યો દાબડો ને હીરથી હથિયાર જડયું છે તેથી માતાના દીકરા તું ધીરે ધીરે ચાલ. પાતળી કમરવાળા તું ધીરે ધીરે પગલા ભર. ડોલરીયા દોઢા ડગલા ભર. તારી માતા માંડવે મહાલશે. તારા દાદા દાણ ચૂકવશે તેથી પાતળી કમરવાળા હળવે હળવે ચાલ.

ચઢયા રે ફૂલેકા વીરને કુણ રે દેવરાવશે
ચઢયા રે ફૂલેકા વીરને દાદા દેવરાવશે
ચઢયા રે ફૂલેકા દાદા સમરત એમની દાદીએ ભરાયા
માણુ રે મોતી ધનના પારીલે પરવાળા
બીજા રે ફૂલેકા વીરને કુણ રે દેવરાવશે
બીજા રે ફૂલેકા વીરને કાકા દેવરાવશે
કાકા મદડાહારગા એમની કાકી દેવરાવશે

આ ગીત ફૂલેકા વખતે ગવાય છે. વીરો ફૂલેકે ચઢે છે ત્યારે તેના ફૂલેકા કોણ અપાવશે? તેના દાદા પૈસાવાળા છે અને તેની દાદી ફૂલેકુ ભરાવશે. બીજું ફૂલેકુ તેના કાકા અપાવશે અને કાકી ભરાવશે.

**પીઠીનું ગીત**

ઉસા ને અલબેલા પીળા ને પીઠી ભરીયા
વીરા મારા ઊભા રોને રાજ

વીરો મારો સીમળીયો રોકાણા રાજ
ગોવાળી રીજવતા બેની અમને તીની લાગી વાર
ઉસા ને અલબેલા પીળા ને પીઠી ભરીયા
વીરા મારા ઊભા રોને રાજ
વીરો મારો વાડીએ રોકાણા રાજ
વીરા મારા ઊભા રોને રાજ
માતાને રીજવતા બેની અમને તીની લાગી વાર
ઉસા ને અલબેલા પીળા ને પીઠી ભરીયા
વીરા મારા ઊભા રોને રાજ
વીરો મારો સરોવરીએ રોકાણા રાજ
પાણીયારી રીજવતા બેની અમને તીની લાગી વાર
ઉસા ને અલબેલા પીળા ને પીઠી ભરીયા
વીરા મારા ઊભા રોને રાજ

આ ગીત પીઠી વખતે ગાવામાં આવે છે. પીઠી ભરેલા ઊંચા ને અલબેલા વીરા તમે ઉભા રહો. વીરા તમે સીમમાં કેમ રોકાયા હતા? ત્યારે તે કહે છે કે, બેની સીમમાં સાથે ગાયો ચારતાં હતા તે ગોવાળિયાઓ રિસાઈ ગયા હતા અને એમને રીઝવતા વાર લાગી. વીરા તમે વાડીએ કેમ રોકાયા હતા? ત્યારે તે કહે






છે કે, માને રીઝવતા મને વાર લાગી. વીરા તમે સરોવરે કેમ રોકાયા હતા? ત્યારે તે કહે છે કે, સરોવરે મારી બેનીને રીઝવતા મને વાર લાગી.

પીઠીના ભરીયા પોઠિયા મીંઢોળી
આવી જોકાર્યા માંડવા હેઠ મીંઢોળી
વાળી વાળી પિતા મુલવે મીંઢોળી
ઈ તો મારા તોગાભાઈ ને કાજ મીંઢોળી
પીઠીના ભરીયા પોઠિયા મીંઢોળી
આવી જોકાર્યા માંડવા હેઠ મીંઢોળી
વાળી વાળી કાકા મૂલવે મીંઢોળી
ઈ તો મારા તોગાભાઈ ને કાજ મીંઢોળી
પીઠીના ભરીયા પોઠિયા મીંઢોળી
આવી જોકાર્યા માંડવા હેઠ મીંઢોળી
વાળી વાળી વીરા મૂલવે મીંઢોળી
ઈ તો મારા તોગાભાઈ ને કાજ મીંઢોળી
પીઠીના ભરીયા પોઠિયા મીંઢોળી
આવી જોકાર્યા માંડવા હેઠ મીંઢોળી






વાળી વાળી દાદા મૂલવે મીંઢોળી
ઈ તો મારા તોગાભાઈ ને કાજ મીંઢોળી

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વરરાજા પીઠીના ભર્યા છે. માંડવે મીંઢોળી આવી છે ત્યારે વરરાજાના પિતા, કાકા, વીરા અને દાદા વરરાજા માટે મીંઢોળીના ભાવ કરી મીંઢોળીની કિંમત કરે છે.

હળદર લીલી ને વળી પીળી રે
જઈ સઢી ગાંધીડાને હાટ રે
હળદર લીલી ને વળી પીળી રે
જઈ સઢી ભરતભાઈનાં આંગણે રે
હળદર લીલી ને વળી પીળી રે
જઈ સઢી વાણીલાને હાટ રે
જઈ સઢી ભરતભાઈનાં આંગણે રે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વરરાજાને પીઠી ચઢાવવાની છે તે હળદર લીલી અને પીળી છે. આ હળદર ગાંધીડાને અને વાણિયાના હાટે જઈ ચઢી છે અને પછી તેમને ત્યાંથી વરરાજાને આંગણે લાવવામાં આવી છે.

આસી આસી ધાણીના તેલ રે
કાસા તેલ સઢસે રે ઓલી સોડીને

આસી આસી ધાણીના તેલ રે

પાકા તેલ સઢસે રે મારા વીરાને

આ ગીત વરરાજાને તેલ ચઢાવાય છે ત્યારે ગાવામાં આવે છે. આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે આછી આછી ધાણીના તેલ મંગાવ્યા છે. કાચા તેલ કન્યાને ચઢશે અને પાકા તેલ મારા વીરાને ચઢશે.

**અનગોળનું ગીત**

કમકમતા પાણીમાં કેસર ઘોળ્યા (૨)

અનગોળ કરે રે માર પોયાભાઈના મોભી અનગોળ વેળા હવે થાશે

કમકમતા પાણીમાં કેસર ઘોળ્યા (૨)

અનગોળ કરે રે માર દેવલબેનના જલમા અનગોળ વેળા હવે થાશે

કમકમતા પાણીમાં કેસર ઘોળ્યા (૨)

અનગોળ કરે રે માર હીરુબેનના ભતરીજા અનગોળ વેળા હવે થાશે

વરરાજાને છેલ્લી પીઠી ચઢી જાય પછી તેને નવડાવતી વખતે આ ગીત ગાવામાં આવે છે. આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, પાણીમાં કેસર ઘોળ્યા છે અને પિતાનો મોભી અનગોળ (નાવણ) કરે છે નાવણનો સમય હવે થયો છે. તેવી જ રીતે બેનનો ભાઈ, કાકીનો ભતરીજો કેસર ઘોળેલા પાણીમાં નાવણ કરે છે. કેમકે, નાવણ કરવાની વેળા હવે થઈ છે.

**જાન જાય ત્યારે**

ગાગર ઉપર બેઠો લીલો હંસ રે આ હંસ કેને ઉડાડીયો
કયો હંસરાજા કેમ કરી જાસો પરદેશ આ કેમ કરી દરિયો ડોળશો
પાંખુ કરને ઉડી જાસુ પરદેશ આ સાસે દરિયો ડોળશુ
ગાગર ઉપર બેઠો લીલો હંસ રે આ હંસ કેને ઉડાડીયો
ક્યો હંસરાજા કેમ કરી જાસો પરદેશ આ કેમ કરી લાડણી લાવશો
હેમર ઉપર જાસુ પરદેશ રે આ નાંણે લાડણી લાવશું
ગાગર ઉપર બેઠો લીલો હંસ રે આ હંસ કેને ઉડાડીયો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, છોકરો સરસ હરતો ફરતો હતો. તેને લગ્ન માટે કોણે તૈયાર કર્યો? લગ્ન કરવા તૈયાર થયેલા છોકરાને હંસ કહ્યો છે. તેને પૂછે છે કે, 'પરદેશમાં તમારા લગ્ન નકકી થયા છે તમે કેમ કરી દરિયો ડોળશો?' વરરાજા કહે છે કે, 'પાંખોથી ઉડી જઈશું અને ચાંચથી દરિયો પાર કરીશું. હાથી પર બેસી જઈશું અને રૂપિયા આપી લાડી લઈ આવશું.' અહીં રૂપિયા આપીને (દહેજ) કન્યા લવાય છે એવું આ ગીતથી જાણી શકાય છે.

રેટિયો શેર સુતર કાંતે કસુંબી રંગ લો
એનું કાપડું સીવડાવો કસુંબી રંગ લો

કાપડું રમણને પેરાવો કસુંબી રંગ લો
એમા બે બાબલા બેસાડો કસુંબી રંગ લો
બાબલા મમ્મી પપ્પા બોલે કસુંબી રંગ લો
રેટિયો શેર સુતર કાંતે કસુંબી રંગ લો
એની સુંદડી સીવડાવો કસુંબી રંગ લો
સુંદડી રેખાને પેરાવો કસુંબી રંગ લો
એમા બે કૂતરા બેસાડો કસુંબી રંગ લો
કૂતરા ભોઉ ભોઉ બોલે કસુંબી રંગ લો

આ ગીત જાનમાં જતી વખતે જમાઈઓ અને વહુઓને ગવાય છે. આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે રેંટિયો દરરોજનું શેર સુતર કાંતે છે. એનું કાપડું સીવડાવી જમાઈને પહેરાવાનું કહે છે. એમાં બે બાબલા બેસાડવાનું કહેવામાં આવે છે. બાબલા મમ્મી પપ્પા બોલે છે, બીજું કાપડું વહુને પહેરાવાનું કહે છે. બે કૂતરા બેસાડવાનું કહે છે કૂતરા ભોઉ ભોઉ બોલે છે.

હાથે હેમની પોસી વીરને હૈયે સંદનહાર
જોયા જેવડી જાને નીરખ્યા જેવો લાડડો
દરબારી સુબા સરકારી રાજવીર જોવા દયોને જાન
દાદા વજુભાઈ પુસે મોભી અમને જોવા દયોને જાન

હાથે હેમની પોસી વીરને હૈયે સંદનહાર
જોયા જેવડી જાને નીરખ્યા જેવો લાડડો
દરબારી સુબા સરકારી રાજવીર જોવા દયોને જાન
બાપા તોગાભાઈ પુસે દીકરા અમને જોવા દયોને જાન
હાથે હેમની પોસી વીરને હૈયે સંદનહાર
જોયા જેવડી જાને નીરખ્યા જેવો લાડડો
દરબારી સુબા સરકારી રાજવીર જોવા દયોને જાન

આ ગીત જાનમાં જતી વખતે ગવાય છે. વરરાજાએ હાથે સોનાની પોંચી અને ગળામાં ચંદનહાર પહેર્યો છે તેથી જાન જોવા જેવી છે અને વરરાજો પણ જોવા જેવો છે. દરબારી સુબા સરકારી રાજવીર તમારી જાન જોવા દો દાદા અને બાપા પૂછે છે કે, અમને જોવા દો જાન.

**જાનવળા કન્યાના ગામ નજીક જાય ત્યારે**

મોર તારી સોનાની સાસ મોર તારી રૂપાની પાંખ
સોનાની સાસે મોરલો મોતી ચરવા જાય

મોર જાજો ઉગમણા દેશ મોર જાજો આથમણે દેશ
વળતા જાજો રે વેવાયું ને માંડવે હો રાજ
કયા વેવાય સુતા સો કે જાગો
કયા વેવાય સુતા સો કે જાગો
સુતા હોય તો જાગો વીરો મારો આયો માણારાજ

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, દીકરા તારે સોનાની ચાંચ અને રૂપાની પાંખ છે. સોનાની ચાંચે તું કન્યાને ત્યાં જજે. વેવાઈને માંડવે જઈને સૂતા વેવાઈને જગાડજે અને કહેજે કે તમે સૂતા હોય તો જાગો અમે જાન લઈને આવ્યાં છીએ.

**જાન આવે ત્યારે કન્યાપક્ષવાળા**

ઊસા ઊસા દાદા ગઢ રે સણાવજો એથી ઊસા રે ગઢના કાંગરા
ગઢ રે ચઢી ઘેડી જોવે રે મનુબેન કેટલેક આવે વરરાજીયો
પાનસે પાળા રે દાદા સહે ચઢીયાતા ઘોડાની ઘુમણ વરરાજીયો
માવળીયો ગોળ રે બેન તાર જાને ખુટવાડિયો તોયે ન રીજયો વરરાજીયો
ઊસા ઊસા દાદા ગઢ રે સણાવજો એથી ઊસા રે ગઢના કાંગરા
ગઢ રે ચઢી ઘેડી જોવે રે મનુબેન કેટલેક આવે વરરાજીયો

પાનસે પાળા રે દાદા સહે ચઢીયાતા ઘોડાની ઘુમણ વરરાજીયો
ગોરડીયા ઘંઉ રે બેન તાર જાને ખુટવાડિયા તોયે ન રીજયો વરરાજીયો
ઊસા ઊસા દાદા ગઢ રે સણાવજો એથી ઊસા રે ગઢના કાંગરા
ગઢ રે ચઢી ઘેડી જોવે રે મનુબેન કેટલેક આવે વરરાજીયો
પાનસે પાળા રે દાદા સહે ચઢીયાતા ઘોડાની ઘુમણ વરરાજીયો
નદીયુ ના નીર રે બેન તાર જાને ખુટવાડિયા તોયે ન રીજયો વરરાજીયો
ઊસા ઊસા દાદા ગઢ રે સણાવજો એથી ઊસા રે ગઢના કાંગરા
ગઢ રે ચઢી ઘેડી જોવે રે મનુબેન કેટલેક આવે વરરાજીયો
ઊસા ઊસા દાદા ગઢ રે સણાવજો એથી ઊસા રે ગઢના કાંગરા
મનુબેન પરણાવ્યા તારે ઘમકે રીજયો વરરાજીયો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, દાદા ઊંચા ઊંચા ગઢ ચણાવજો અને એનાથી પણ ઊંચી ગઢની કાંગરી. દાદાએ ચણાવેલા ગઢ પર ચઢીને ઘેડી(દીકરી) વરરાજા કેટલેક આવે છે એમ વરરાજાની રાહ જોવે છે. પાંચસો કૂવાને છસ્સો પગથિયા ઘોડા પર મુગટ પહેરીને વરરાજો આવે છે. માળવાનો ગોળ, ગોરા ઘઉં અને નદીના પાણી દીકરી તારી જાને ખુટાડીયા તોયે વરરાજો રીજયો નહિ. મનુબેનને પરણાવ્યા ત્યારે એકદમ જ વરરાજો રાજી થઈ ગયો.

**તોરણે આવે ત્યારે**

ગોરી રે ગાગરડીમાં સોપારીનો કડકો
જોરે હોશીલા વીરા સાસુજીનો ફટકો
માંગ્યા લુગડાં લાયા સો ને જમાઈ પોંક્વા  આયા સે
હશે તેનુ લઈ જાસે પછી ચઢસે ચટકો
ગોરી રે ગાગરડીમાં સોપારીનો કડકો
જોરે હોશીલા વીરા સાસુજીનો કટકો
માગ્યો મોઢિયો લાયા સો ને જમાઈ પોંક્વા આયા સે
હશે તેનુ લઈ જાસે પછી ચઢસે ચટકો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વરરાજાને પોંખવા તેની સાસુ આવે છે ત્યારે માંગેલા લુગડાં પહેરીને તેઓ આવ્યાં છે. મોઢિયું પણ માંગી લાવ્યાં છે. આ માંગીને લાવેલું તો જેનું હશે તે લઈ જશે. વેવાણને માનભર્યા શબ્દોથી આ ગીત ગવાયું છે જેથી ત્યાં ઝગડો થાય નહિ.

**વરને પોંખે ત્યારે**

સીતાના તોરણે રામ પધાર્યા લેજે પનોતી પેલુ પોંખણું
રવાયો ના પોંખો રે માતા રવાયો સાસ ફેરવા જોશે

સીતાના તોરણે રામ પધાર્યા લેજે પનોતી બીજુ પોંખણું
સોંબેલે ના પોંખો રે માતા સોંબેલો સોખા ખાંડવા જોશે
સીતાના તોરણે રામ પધાર્યા લેજે પનોતી ત્રીજુ પોંખણું
વેરણીયો ના પોંખો રે માતા વેરણીયો રોટલી કરવા જોશે
સીતાના તોરણે રામ પધાર્યા લેજે પનોતી ચોથુ પોંખણું
સમસે ના પોંખો રે માતા સમસો શાક બનાવા જોશે

આ ગીત વર-કન્યાને પોંખતી વખતે ગાવામાં આવે છે. વર-કન્યાને ચાર વખત માતા પોંખે છે. આ ગીતમાં પહેલીવાર પોંખતી વખતે માતાને એવું કહેવામાં આવ્યું છે કે, માતા રવૈયાથી ના પોંખશો રવૈયો છાસ બનાવવા જોઈશે. બીજીવાર પોંખતી વખતે એવું કહેવામાં આવ્યું છે કે, સાંબેલાથી ના પોંખશો સાંબેલો ચોખા ખાંડવા જોઈશે. ત્રીજીવાર પોંખતી વખતે એવું કહેવામાં આવ્યું છે કે, વેલણથી ના પોંખશો વેલણ રોટલી બનાવવા જોઈશે. ચોથીવાર પોંખતી વખતે એવું કહેવામાં આવ્યું છે કે ચમચાથી ના પોંખશો ચમચો શાક બનાવવા જોઈશે.

**પધરાવતી વખતે છોકરાવાળા ગાય**

બારે પધારો આશા હો સુંદરી
આંગણે ઊભા અલબેલા

ઉ કેમ આવું આશા હો સુંદરી
અમને અમારા દાદા દેખશે બારે પધારો આશા હો સુંદરી
આંગણે ઊભા અલબેલા
ઉ કેમ આવું આશા હો સુંદરી
અમને અમારા કાકા દેખશે
બારે પધારો આશા હો સુંદરી
આંગણે ઊભા અલબેલા
ઉ કેમ આવું આશા હો સુંદરી
અમને અમારા ભાઈ દેખશે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, કન્યા પધરાવે છે ત્યારે છોકરાવાળા કન્યાને કહે છે કે, હે સુંદરી તમે બહાર આવો આંગણે અલબેલા પધાર્યા છે. છોકરી કહે છે કે, હું કેવી રીતે આવું મારા દાદા, કાકા, ભાઈ અમને દેખે છે. આમ આ ગીતમાં મોટાની મર્યાદા કેટલી રખાય છે તે બતાવાયું છે.

**પરણવા બેસે ત્યારે જાનવાળા ગાય**

વીર ગ્યાંતા કદમના ઝાડે કદમના થડે કદમના ફૂલ વીણવા
વીરા આગળ જુઓ તો દાદા આવે પાછળ દાદી આવે

કદમના ઝાડે કદમના થડે કદમના ફૂલ વીણવા
વીર ગ્યાંતા કદમના ઝાડે કદમના થડે કદમના ફૂલ વીણવા
વીરા આગળ જુઓ તો માતા આવે પાછળ પિતા આવે
કદમના ઝાડે કદમના થડે કદમના ફૂલ વીણવા

આ ગીત પરણવા બેસે ત્યારે વરપક્ષના ગાય છે. તેઓ એવું કહે છે કે, વીરા કદમના ઝાડે કદમના થડે કદમના ફૂલ વીણવા ગયા હતા. વીરાને કહે છે કે વીરા તમે આગળ જુઓ તો દાદા અને પાછળ જુઓ તો દાદી આવે છે. તેવી જ રીતે પિતા અને માતા પણ આવે છે.

મારો લાલ જાંબુડા રંગનો વાટકો
વાટકયો મેલ્યો સે માંડવા હેઠ વીરાને નજરો લાગશે
વીરને દોરડીયા મંતરાવો ડોકે બંધાવો વીરાને નજરો લાગશે
વીરના દાદા કિયાભાઈ તમને વીનવું
વેવાઈ નો કરશો વજાભાઈનો વાદ જબરાનો જલશો નઈ ખમાય
મારો લાલ જાંબુડા રંગનો વાટકો
વાટકયો મેલ્યો સે માંડવા હેઠ વીરાને નજરો લાગશે
વીરને દોરડીયા મંતરાવો ડોકે બંધાવો વીરાને નજરો લાગશે

વીરના માતા કિયાબાઈ તમને વીનવું
વેવાણ નો કરશો મોતીબાઈનો વાદ જબરાનો જલશો નઈ ખમાય
મારો લાલ જાંબુડા રંગનો વાટકો
વાટકયો મેલ્યો સે માંડવા હેઠ વીરાને નજરો લાગશે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વીરાને નજર ન લાગે તેથી લાલ જાંબુડા રંગનો વાટકો માંડવા નીચે મૂકયો છે. દોરા મંતરાવી તેની ડોકે બંધાવ્યા છે. વેવાઈ તથા વેવાણને વિનંતી કરે છે કે, તમે એમની વાદે ના લાગશો. આ તો પૈસાવાળા છે એમનો જલશો તમારાથી નહિ વેઠાય.

**ફેરા વખતે**

ભર્યા રે જોબનિયામાં બેઠા બેનીબા
દાદાએ હસીને બોલાવીયા
ચમ રે દીકરી તારા દલ રે દુભાયા ચમ રે આંખ્યુમાં આંસુ આવીયા
નથ રે દાદા મારા દલ રે દુભાયા નથ રે આંખ્યુમાં આંસુ આવીયા
કાળો તે જમઈ ના જોશો રે દાદા કાળો તે કરમ કળાશે
ભર્યા રે જોબનિયામાં બેઠા બેનીબા
પિતાએ હસીને બોલાવીયા

ચમ રે દીકરી તારા દલ રે દુભાયા ચમ રે આંખ્યુમાં આંસુ આવીયા
નથ રે પિતા મારા દલ રે દુભાયા નથ રે આંખ્યુમાં આંસુ આવીયા
બાડો તે જમાઈના જોશો રે દાદા બાડો તે રોજે ખાડા બુરશે રે
ભર્યા રે જોબનિયામાં બેઠા બેનીબા
વીરાએ હસીને બોલાવીયા
ચમ રે બેની તારા દલ રે દુભાયા ચમ રે આંખ્યુમાં આંસુ આવીયા
નથ રે વીરા મારા દલ રે દુભાયા નથ રે આંખ્યુમાં આંસુ આવીયા
ધોળા તે જમાઈના જોશો રે વીરા ધોળા તે રોજે ધોકા મારશે રે
ભર્યા રે જોબનિયામાં બેઠા બેનીબા
માતાએ હસીને બોલાવીયા
ચમ રે દીકરી તારા દલ રે દુભાયા ચમ રે આંખ્યુમાં આંસુ આવીયા
નથ રે માતા મારા દલ રે દુભાયા નથ રે આંખ્યુમાં આંસુ આવીયા
કેડે પાતળિયો વાને ધવલીયો સૈયરીયુએ વખાણિયો

આ ગીત ફેરા ફરતી વખતે ગવાય છે. દીકરી ભર જોબનમાં આવી ગઈ છે. તે દાદાને હસીને બોલાવે છે દાદા તેને પૂછે છે કે, કેમ દીકરી તારું હૈયું દુભાયું છે? કેમ આંખોમાં આંસુ આવ્યાં છે ત્યારે તે કહે છે કે, હે દાદા મારા માટે કાળો વર ના જોશો કેમકે કાળો કર્મથી કળાશે. પિતા તેને પૂછે છે કે, કેમ દીકરી તારું

હૈયું દુભાયું છે? કેમ આંખોમાં આંસુ આવ્યાં છે, ત્યારે તે દિકરી પિતાને હસીને બોલાવે છે અને કહે છે કે, હે પિતા મારા માટે બાડો વર ના જોશો કેમકે બાડો વર રોજ ખાડા પુરશે. ભાઈ તેને પૂછે છે કે, કેમ બેની તારું હૈયું દુભાયું છે? કેમ આંખોમાં આંસુ આવ્યાં છે ત્યારે તે બેની વીરાને કહે છે કે, હે વીરા મારા માટે ધોળો વર ના જોશો ધોળો વર રોજ ધોકા મારશે. માતા તેને પૂછે છે કે કેમ દીકરી તારું હૈયું દુભાયું છે? કેમ આંખોમાં આંસુ આવ્યાં છે ત્યારે તે દીકરી માતાને કહે કે, હે માતા મારા માટે કેડથી પાતળો અને શરીરે બહુ કાળો નહિ ને બહુ ધોળો નહિ એવો વર જોજો એ વરને મારી બહેનપણીઓએ વખાણિયો છે. એ વર સાથે હું લગ્ન કરીશ.

**વરકન્યા પરણી જાય ત્યારે સાખી ગાય**

કુમકુમ થાળી તું રૂપાળી
સસરા તમારા તીરથ ગ્યા સે
સાસુ તમારા મંદિર ગ્યા સે
જેઠ તમારા નોકરીએ ગ્યા સે
જેઠાણી તમારી પાણી ભરવા ગ્યા સે
દિયર તમારા દડો રમવા ગ્યા સે
દેરાણી તમારી દડો જીલવા ગ્યા સે

નણંદ તમારા ઈસ્કુલ ગ્યા સે
કંથ તમારા મંડપમા

આ સાખી છે. વર-કન્યા પરણી જાય પછી આ સાખી ગાવામાં આવે છે. કન્યાને કહેવામાં આવે છે કે તારા સસરા તીર્થ કરવા ગયા છે, સાસુ મંદિરે ગયા છે. તારા જેઠ નોકરી કરવા ગયા છે અને જેઠાણી પાણી ભરવા ગયા છે. તારો દિયર દડો રમવા ગયો છે અને દેરાણી દડો ઝીલવા ગઈ છે. તમારા નણંદ નિશાળે ગયા છે. તમારા સ્વામી આ મંડપમાં તમારી સાથે છે.

કાસ કેરો મોતી
કળીમાં પોરવતી
વેલી ઉઠન્તી
સૂર્ય સામુ જોતી
બાગ મુલવતી
ફૂલડા વીણતી
મારા બેનીનો ગુંથેલ હાર
તમે જમાઈ પેરી લેજો

આ સાખીમાં એવું કહેવામાં આવ્યું છે કે, કાચનો મોતી કળીમાં પરોવતી, રોજ વહેલી ઉઠતી, સૂર્ય સામું જોતી, સરસ બાગમાં જઈને ફૂલ વીણી લાવી તમારા માટે મારી બેને હાર ગૂંથ્યો છે તે હાર હે જમાઈ

તમે પહેરી લેજો.

કરણ વવરાવી મેંતો ફૂલ નીપજાવ્યા
બેન બનેવીને ફૂલડે વધાવ્યા
કાસ કોરાવી મેંતો ઝરી નીપજાવી
બેન બનેવીને ઝરીએ વધાવ્યા
ડાંગર વવરાવી મેંતો સોખા નીપજાવ્યા
બેન બનેવીને સોખલીયે વધાવ્યા

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, બેની માટે મેં કરણ વાવીને ફૂલ ઉગાડયા છે અને એ ફૂલથી મેં બેન બનેવીને વધાવ્યાં છે. ડાંગર વાવી મેં ચોખા ઉત્પન્ન કર્યા અને એ ચોખાથી મે બેન બનેવીને વધાવ્યાં. આમ બેનના લગ્નમાં આનંદિત બેને અગાઉથી કેવી તૈયારી કરી છે તે બતાવાયું છે.

**છોકરીને વળાવે ત્યારે**

ઢોલીડા ઢબુકયા લાડી હાલો આપડા દેશમાં
ઘડીક ઊભા રો તો માંગુ મારા દાદા પાસે શીખ રે
હવે કેવી શીખ રે લાડી હવે કેવા બોલ રે
પરણ્યા ત્યાંથી પ્યારા લાડી સાલો આપડા દેશમાં

ઢોલીડા ઢબુકયા લાડી હાલો આપડા દેશમાં
ઘડીક ઊભા રો તો માંગુ મારા કાકા પાસે શીખ રે
હવે કેવી શીખ રે લાડી હવે કેવા બોલ રે
પરણ્યા ત્યાંથી પ્યારા લાડી સાલો આપડા દેશમાં
ઢોલીડા ઢબુકયા લાડી હાલો આપડા દેશમાં
ઘડીક ઊભા રો તો માંગુ મારા મામા પાસે શીખ રે
હવે કેવી શીખ રે લાડી હવે કેવા બોલ રે
પરણ્યા ત્યાંથી પ્યારા લાડી સાલો આપડા દેશમાં
ઢોલીડા ઢબુકયા લાડી હાલો આપડા દેશમાં
ઘડીક ઊભા રો તો માંગુ મારા માતા પાસે શીખ રે
હવે કેવી શીખ રે લાડી હવે કેવા બોલ રે
પરણ્યા ત્યાંથી પ્યારા લાડી સાલો આપડા દેશમાં
ઢોલીડા ઢબુકયા લાડી હાલો આપડા દેશમાં
ઘડીક ઊભા રો તો માંગુ મારા પિતા પાસે શીખ રે
હવે કેવી શીખ રે લાડી હવે કેવા બોલ રે
પરણ્યા ત્યાંથી પ્યારા લાડી સાલો આપડા દેશમાં

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, હવે આપણા લગ્ન થઈ ગયા ચાલો આપડા દેશમાં. આ વખતે કન્યા કહે છે કે થોડીવાર ઊભા રહો હું મારાં માતા, પિતા, દાદા, ભાઇ પાસેથી શીખામણ લઈ લઉં. આ વખતે છોકરાવાળા કહે છે કે, સમય થઈ ગયો છે અત્યારે શીખામણ લેવાનો સમય નથી પરણ્યા એટલે પારકા થયા.

**ફટાણાં**

કાસ ભરેલું કાપડું ઝગમગતું આવે
રમણ બચારો ડાયો લગનમાં આવે
હાથમાં લીધાં સોકરા રમાડતો આવે
હાથમાં લીધું ગરવું ખવરાવતો આવે
વસમાં આવી તલાવડી નવરાવતો આવે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, જમાઈ લગ્નમાં આવે છે ત્યારે તેને કાચથી ભરલું કાપડું પહેર્યુ છે જે જગમગે છે. તે ખૂબજ ડાહ્યો છે. તેને હાથમાં છોકરા લીધાં છે અને તેને રમાડતો રમાડતો આવે છે. રસ્તામાં બાળકોને ભૂખ લાગે છે તો સાથે લાવેલ ગરવામાંથી ખવડાવતો ખવડાવતો આવે છે. રસ્તામાં તલાવડી આવે છે તો તે બાળકોને નવડાવતો નવડાવતો આવે છે.

મેં તો એક દાળ ઓરી મસુરની દાળ

વજાને જમવા બોલાયો મસુરની દાળ
વજાને જમતા નો આવડે મસુરની દાળ
એણે કોળીયે રે લોહી ઉતર્યુ મસુરની દાળ
એને નદીએ ધોવા મેલો મસુરની દાળ
એને ધોતા ધોબણ વળગી મસુરની દાળ
એના કારણીયા કઢાવો મસુરની દાળ
એને ગામ બારો કાઢો મસુરની દાળ

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, મેં મસુરની દાળ ઓરી છે અને જમાઈને જમવા બોલાવ્યો છે. તેને જમતા નથી આવડતું તેથી આખો હાથ બગાડયો છે. તેને નદીએ ધોવા મોકલ્યો તો તેને ધોતા ધોબણ વળગી તેને દોરા ધાગા કરાવી તેનો ઈલાજ કરાવો અને તેને ગામ બહાર કાઢી મૂકવાનું કહે છે.

મારા વેવઈયો રે માંડવે મથુરીનો વેલો
મારા વેવઈયો રે વેવઈ બાયડીને સેલો
બાયડીએ લુગડાં ધોવા મેલ્યો રે વેવઈ બાયડીને સેલો
ઘાઘરો ધોયો પોલકું ધોયું ઓઢણું ભાદર ભુલી આયો રે
મારા વેવઈયો રે માંડવે મથુરીનો વેલો
બાયડી ધોકો લઈને દોડી મારા વેવઈયો રે

વેવઈ પોંકે પોંકે રોયો મારા વેવઈયો રે
મારા વેવઈયો રે માંડવે મથુરીનો વેલો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, મારા વેવાઈઓ માંડવે મથુરીનો વેલો છે અને વેવાઈ પોતાની પત્નીનો ચેલો છે. પત્નીએ તેને કપડાં ધોવા મોકલ્યો ત્યારે તેને ઘાઘરો અને કબજો ધોયો પણ ઓઢણું ભાદર નદીએ ભૂલી આવે છે. વેવાઈની પત્ની ગુસ્સે થાય છે અને પાયો(ધોંકો) લઈને પતિને મારવા દોડે છે તેથી વેવાઈ પોંકે પોંકે રડે છે.

વેવાઈ થોડી થોડી ખાજે મસુરીયાની દાળ
તારા ભેલરિયામાં દુખશે મસુરીયાની દાળ
તારા ભેલરિયામાં એતર બોલે તેતર બોલે
ગામનો ગધેડો બોલે હોલો કેશે ઘુ ઘુ મસુરીયાની દાળ
વેવાઈ થોડી થોડી ખાજે ગોરડીયા ઘઉંની લાપસી
તારા ભોલરિયામાં દુખશે ગોરડીયા ઘઉંની લાપસી
તારા ભોલરિયામાં એતર બોલે તેતર બોલે
ગામનો ગધેડો બોલે હોલો કેશે ઘુ ઘુ ગોરડીયા ઘઉંની લાપસી
વેવાઈ થોડા થોડા ખાજે સુરતી સોખા
તારા ભોલરિયામાં દુખશે સુરતી સોખા

તારા ભોલરિયામાં એતર બોલે તેતર બોલે
ગામનો ગધેડો બોલે હોલો કેશે ઘુ ઘુ સુરતી સોખા
વેવાઈ થોડી થોડી ખાજે મસુરીયાની દાળ
તારા ભોલરિયામાં દુખશે મસુરીયાની દાળ

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વેવાઈ તું મસુરની દાળ થોડી ખાજે નહિ તો તારા પેટમાં દુખશે. તારા પેટમાં એતર, તેતર અને ગામનો ગધેડો બોલે છે અને હોલો ઘુ ઘુ કહેશે. તેવી જ રીતે ગોરા ઘઉંની લાપસી અને સુરતના ચોખા પણ થોડાજ ખાજે નહિ તો તારા પેટમાં દુખશે.

વેવાઈ તું જોઈને બેસ ભીંત પડસે તો કોને કઈશ
લાડવા રે તું થોડા ખા પેટમાં ગળાય જાશે તો કોને કઈશ
વેવાઈ તું જોઈને બેસ ભીંત પડસે તો કોને કઈશ
લાપસી રે તું થોડી ખા પેટમાં ગળાય જાશે તો કોને કઈશ
વેવાઈ તું જોઈને બેસ ભીંત પડસે તો કોને કઈશ
સોખા રે તું થોડા ખા પેટમાં ગળાય જાશે તો કોને કઈશ
વેવાઈ તું જોઈને બેસ ભીંત પડસે તો કોને કઈશ
દાર રે તું થોડી ખા પેટમાં ગળાય જાશે તો કોને કઈશ
વેવાઈ તું જોઈને બેસ ભીંત પડસે તો કોને કઈશ






આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વેવાઈ તું જોઈને બેસજે કેમકે ભીંત પડશે તો કોને કહીશ. લાડવા, લાપસી, ચોખા અને દાળ તું થોડા જ ખાજે નહિ તો તારા પેટમાં ગળાઈ જાશે અને આ અજાણ્યા ગામમાં આ વાત તું કોને કરીશ?

**વરવધુ પરણી જાય ત્યારે રસ્તામાં**

કોયલ બેઠી આંબલિયાની ડાળ કોયલ બેઠી આંબલિયાની ડાળ
મારો મોરલિયો બેઠો રે ગઢને કાંગરે હો રાજ
કોયલ માંગે કડલાની જોડ કોયલ માંગે કડલાની જોડ
મારો મોરલિયો માંગે રે લગતર લાડડી હો રાજ
કોયલ બેઠી આંબલિયાની ડાળ કોયલ બેઠી આંબલિયાની ડાળ
મારો મોરલો બેઠો રે ગઢને કાંગરે હો રાજ
કોયલ માંગે પોંખણીયુંની જોડ કોયલ માંગે પોંખણીયુંની જોડ
મારો મોરલિયો માંગે રે લગતર લાડડી હો રાજ
કોયલ બેઠી આંબલિયાની ડાળ કોયલ બેઠી આંબલિયાની ડાળ
મારો મોરલિયો બેઠો રે ગઢને કાંગરે હો રાજ
કોયલ માંગે કાંબીયુંની જોડ કોયલ માંગે કાંબીયુંની જોડ






મારો મોરલિયો માંગે રે લગતર લાડડી હો રાજ

આ ગીતમાં વરને મોર અને કન્યાને કોયલ કહી છે. કોયલ આંબાની ડાળે અને મોર ગઢના કિલ્લે બેઠો છે. કોયલ કડલાની જોડ, પોંખણિયાની જોડ તથા કાંબિયુંની જોડ માંગે છે. વરરાજા તો લટકાવાળી લાડી માંગે છે તેને સોના ચાંદીની વસ્તુઓ જોઈતી નથી.

**ઉકરડી ઉઠાડવા જાય ત્યારે**

હા હા રે લીલી દાંડીનો ઝમરખ દીવડો
હા હા રે રમજમ કરતા કયા વહુ પધાર્યાં
હા હા રે રમજમ કરતા જબુવહુ પધાર્યાં
હા હા રે ઈરે દીવડાએ ઓરડીયા અજવાળો
હા હા રે કવાભાઈના ઢોલીયા ઢળાવો
હા હા રે લીલી દોરનો ઝમરખ દીવડો
હા હા રે રમઝમ કરતા કયા વહુ પધાર્યાં
હા હા રે રમઝમ કરતા જબુવહુ પધાર્યાં
હા હા રે ઢોલીયે ગાદલા પથરાવો
હા હા રે લીલી દોરનો ઝમરખ દીવડો

હા હા રે રમઝમ કરતા કયા વહુ પધાર્યાં
હા હા રે રમઝમ કરતા જબુવહુ પધાર્યાં
હા હા રે ઢોલીયે ઓશીકા મૂકાવો
હા હા રે લીલી દોરનો ઝમરખ દીવડો
હા હા રે રમઝમ કરતા કયા વહુ પધાર્યાં
હા હા રે રમઝમ કરતા જબુવહુ પધાર્યાં
હા હા રે ઢોલીયે જબુ નારે સુવાડો
હા હા રે લીલી દોરનો ઝમરખ દીવડો

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, વરવધુ પરણીને ઘેર આવ્યા છે. લીલી દાંડીના ઝમરખ દિવડાથી ઓરડામાં અંજવાળુ કરો. પરણીને આવેલા વરરાજા માટે ખાટલો ઢળાવો. ખાટલા પર ગોદડા પથરાવો. ઓશીકું મૂકો. તેમાં પરણીને આવેલ વહુને સુવડાવો. લગ્ન ભલે નાની ઉંમરે થાય પણ બાળકોને તે જ વખતે આ ગીત દ્વારા પતિ પત્નીના સહચર્ય વિશે ખ્યાલ આવે છે.

**સીમંતના ગીતો**

અંદન સંદનની રાત તારડીયું કયારે રે ઊગશે
હીરુબેન પાળેલો કંથ વિભો જમઈ કયારે રે આવશે

જ્યાસે ઢોલીડાની સાથ વાઘરીયો હમણે રે આવશે
અંદન સંદનની રાત તારડીયું કયારે રે ઊગશે
માનાબેન પાળેલો કંથ રમણ જમઈ કયારે રે આવશે
જ્યાસે દાતણીયાની સાથ ભંગીયો હમણે રે આવશે
અંદન સંદનની રાત તારડીયું કયારે રે ઊગશે
જીતુબેન પાળેલો કંથ લખમણ જમઈ કયારે રે આવશે
જ્યાસે મોસીડાની સાથ મોસીડો હમણે રે આવશે
અંદન સંદનની રાત તારડીયું કયારે રે ઊગશે

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, દીકરીના સીમંત વખતે અંદન ચંદનની રાત છે દિવસ કયારે ઊગશે? છોકરીના નણંદ નણંદોઈને ઉદ્દેશીને ગવાય છે કે બેનો જમાઈઓ કયારે આવશે? ભંગી ઢોલ વગાડે છે ત્યારે કોઈક જમાઈ ઢોલીડાની સાથે ગયો છે એટલે કે છે કે ભંગી હમણા આવશે. ભંગી રોજ દાંતણ લાવે છે કોઈક જમાઈ તેની સાથે ગયો છે તેથી વાઘરી હમણા આવશે. કોઈક જમાઈ મોચી સાથે ગયો છે તેથી મોચીડો હમણા આવશે. આમ આ ગીત દ્વારા જમાઈને વાઘરી, ભંગીયો અને મોચી કહી તેમને આવા પ્રકારનું ફટાણું ગાઈને ભાંડવામાં આવ્યાં છે.

ઘોટયા જાગો રે મારે જીતુબેનના કંથ રે વાંણલા ભલે વાયા રે
દાંતણ કરજો રે ઉકડાની પળખે રે વાંણલા ભલે વાયા રે

મોઢા લુજો રે બાળોતિયાને છેડે કે વાંણલા ભલે વાયા રે
ઘોટયા જાગો રે મારે જીતુબેનના કંથ રે વાંણલા ભલે વાયા રે
નાવણ કરજો રે ગટરની પળખે રે વાંણલા ભલે વાયા રે
શરીર લોજો રે મસોટે કે વાંણલા ભલે વાયા રે
ઘોટયા જાગો રે મારે જીતુબેનના કંથ રે વાંણલા ભલે વાયા રે
જમણ કરજો રે ફૂટપાટની પળખે રે વાંણલા ભલે વાયા રે
કોગળા કરજો રે કોતરની ધારે કે વાંણલા ભલે વાયા રે
ઘોટયા જાગો રે મારે જીતુબેનના કંથ રે વાંણલા ભલે વાયા રે

આ ગીત સીમંતમાં છોકરીવાળા ગાય છે. આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે, જમાઈઓ હજી કેમ સૂતા છો જાગો સવાર પડી છે. દાતણ ઉકરડાની જોડે કરજો અને મોઢું છોકરાનાં બળોતિયાનાં છેડે લૂછજો. ગટરની બાજુમાં નાજો અને રસોડામાં વપરાતા મસોતાથી શરીર લૂછજો. ફૂટપાથ પર જમજો અને કોગળા કોતરની ધારે કરજો.

**મૃત્યુ સમયના ગીતો (મરશિયાં)**

કોરી માટીનો ઘડુલિયો રે હરિના ઘેન ધરો રે
એને ફૂટન્તા નહિ લાગે વાર રે પરભુજીના ઘેન ધરો

મા ને માસી બે બેનડી રે હરિના ઘેન ધરો
એના જીવ્યા સુધીનો સંગાથ રે પરભુજીના ઘેન ધરો
કોરી માટીનો ઘડૂલિયો રે હરિના ઘેન ધરો રે
એને ફૂટન્તા નહિ લાગે વાર રે પરભુજીના ઘેન ધરો
કાકા દાદા બે ભાઈ બાંધવા રે હરિના ઘેન ધરો
એને સ્મશાન સુધીનો સંગાથ રે પરભુજીના ઘેન ધરો
કોરી માટીનો ઘડૂલિયો રે હરિના ઘેન ધરો રે
એને ફૂટન્તા નહિ લાગે વાર રે પરભુજીના ઘેન ધરો

તેતો મથી મથી ફેરવી માળા
એના ઘસાઈ ગયા પરવાળા રે તને કયાંથી મળે રામ રખવાળા
તારે આંગળે નથી તુલસીનો કયારો
તેતો ભાણેજ ભૂખ્યા રાખ્યા રે તને કયાંથી મળે રામ રખવાળા
તેતો મથી મથી ફેરવી માળા
એના ઘસાઈ ગયા પરવાળા રે તને કયાંથી મળે રામ રખવાળા
તુ તો ગંગા ને જમનામાં નાયો

તારા કાળજા રહી ગયા કોરા રે તને કયાંથી મળે રામ રખવાળા
તેતો મથી મથી ફેરવી માળા
એના ઘસાઈ ગયા પરવાળા રે તને કયાંથી મળે રામ રખવાળા

આશરે ચારેક પેઢી પહેલા કાલોલ તાલુકાનાં બોરુ બાકરોલ ગામે ખોડાભાઈ ભરવાડ આવેલા. ગામના આગેવાન હમીરભાઈને કહીને તેમને જગ્યા માંગી હતી. આ સમયે તેઓ એક ઘેંટાના પચાસ પૈસા કર લેતા હતા. ચૂંટણી થતા હમીરભાઈ સરપંચ તરીકે ચૂંટાયા તેઓએ ખોડાભાઈને મોટી જગ્યા આપી અને કરમાથી મુકત કર્યા હતા. અત્યારે ચોથી પેઢીના સંતાનો મળી પચ્ચીસ ઘરો છે. તેઓ ગાયો પાળે છે તેઓના કહેવા પ્રમાણે પાનસો ગાયો છે. તેઓ પાસેથી નીચેનું  સાહિત્ય મળેલ છે.

**દૂહા**

રમતા ને ભમતા માડી તારા સોકરા
કોક દી આઘા નીકળી જાય
જનની પાછળ જાય ખબરું લેજે મા ખોંડલ
મઝદરિયાના તોફાનમાં કોઈના હૈયું ના રે હાથ
એકવાર કેજો ખોંડલમાને અમને યાદ કરે

ખડ પાણી ને ખાખરા ડુંગરવાળો મારો દેશ
દીવા વગર વાળુ કરે તોય મારું ભલેકું દેવકું પંચાલ

જેવી જેવી સાયબી જેવો એનો ઘાટ સે
મોટા મોટા લોકો વિમાનમાં જાય સે
કોઈના ઘરે મોટરગાડી, કોઈના ઘરે ઘોડાગાડી
ગામડામાં જવું હોય તો ગાડાં જોડાય નહિ
મારા જેવા કંઈક વીરલા પગે હાલી જાય સે
મર્યા પછી નાના મોટા સઉ એકમાર્ગે જાય સે

ઓઠા
બાપ વગરનો બેટો જનમ્યો ઘરે ન તેની મા
ચતુર નર હોય તો સમજી લેજો મુરખ કરે વિચાર
(કુશ)
કાળી કુતરી લસપસ દસ માતા ને વીસ પગ
ચતુર નર હોય તો સમજી લેજો મુરખ કરે વિચાર

(કોસ)
આન પા ખાડો  ઓલીપા ખાડો
એ અરથ ના કે એનો બાપ ગાંડો
(ત્રાજવું)
વાંકો ચૂકો બાવળિયો એના માથે બેઠો હોલો
એ અરથ ના છોડે એનો બાપ શંકર ગોલો
(સાંઢિયો)(ઊંટ)
કાલી કૂતરી લસપસ ત્રણ માથા ને દશ પગ  (હળ)
બે બાયું માથામાં જોતીતી બે સાસરો જમઈ આયા
એકે ઊઠીને એકને હાથ મેલ્યા ને એકે ઊઠીને બેયને હાથ મેલ્યા
(મા દીકરી)
એક થડ એને બાર ડાળ્યું એક ડાળે ત્રીસ ત્રીસ પાન
(વરસ)
કહેવતો
ઘર ઘર ગમાણી કોઇ ના કે અમારી
ગાંડી માથે બેડું

અભાગણીનાં આણાં આયા તા વરને વઈ સઢી
આંખે ના ભાળે એ લેણે હુ ભાળે
મન વગરનું મળવું ને ભીંત હારે ભટકાવું
ભૂંડી રાંડે બમણો વરો
બળોતિયાનો બળેલો છાતીનો નહિ ઠરે
આડોશ પાડોશ કોક ને નડે
સાસરાની હો હંભળાય પણ પિયરની એક ના હંભળાય
પિયરની પાલખી ને હાહરાની હુડી
મીઠાં ઝાડના મૂળ નો કઢાય
ઘેલી ગાભણી ને આખા ગામને ઉજાગરો
ઘરમાં ગાંડી વિયાણી તી
ઘરના છોકરાં ઘંટી ચાટે ને પાડોશી ને પધરામણી
વાસી વધે નઈ ને કૂતરાં ખાય નઈ
હાથ બાળવા હારા પણ હૈયું બાળવું હારુ નઈ
રુદિયો રુવે ને ભીતર જાગે હાડકાં હળગે
ગોલા ગોલાનાં ગોઠિયા

કેહરીયામાં કહ નઈને લીંબુમાં રસ નઈ
જોગરાણા જોગી ને ભેંસના ભોગી
ઢાંઢા ઢહડે ને વાંઢા પરણે
બાંધ્યો ભૂખે મરે ને સુટો સરીને આવે
વાર્યા નો રે હાર્યા રે
ભેંસ ભાગોળે સાસ છાગોળે
ઉસી વવને ઉરવા ઘણો
ધૂતારાનું ધન ઢગારા ખાય
ગેન બતાવી પણ દાંતની બતાવા
સરે સોકરા જણે
હાણે આવે તારે હાંભરે
હોય તા હુધી તાના માના પસી રે છાનામાના
ખા ખજામણી ને ઘર લજામણી
હુના ગામમાં હાત દી કરે
વડવાણ વાળુ ને ખંભાત શિરામણ
લાજ સસરાની પણ ઇજ્જત બાપની

હયયારી હાહુ ને ઉક્રડે મોકાણ
હીજડાની જાનમાં નઈ જવાનું પણ  મૂવાની મોકાણમાં જવાનું
દનનો દોણો ને રાતનો પોણો.
દળ દળ નાયું ને છળછલ ખાધું
ધોન ખઈને ધણી લજામણો.
નારી માથે ઝાડ ઊગ્યું હોત તો એક દી દુનિયા જોવેત.

**વાર્તાઓ**

## પવિત્ર પરસોતમ માસ

એક ગામ હતું તેમાં એક રાજા રહેતો હતો. પરસોતમ મહીનો હતો. રાજાને એવો નિયમ હતો કે, પાણીના ધરામાં કોઈએ નાવાનું નહિ. રાજાના સિપાઈઓ રોજ પોરી ભરીને બેહે. ધરાના કિનારે એક ઝાડ હતું. આ ઝાડ પર એક વાંદરી રહેતી હતી. વાંદરી ઝાડ પરથી ધરામાં ધૂબકો મારી નાઈને બારી નીકળી જાય. રાજાની સોરી (બીક) રે તેથી વાંદરી અડધી નાય અડધી કોરી રહે. પરસોતમ મારાજ મને વીસ પુતર અને એક પુતરી દેજો આવું કહીને વાંદરી ઝાડ પર સઢી જાય. રાજા નાવા આયો ધરાનું પાણી ડોળુ જોતા રાજાએ સિપાહીને પુસ્યું કે ધરામાં કોણ નાયું? સિપાહીએ કીધું કે મારાજ એક વાંદરી આવે છે. ઝાડ પરથી ધરામાં ધૂબકો મારે છે અને કહે છે કે, પરસોતમ મારાજ મને વીસ પુતર અને એક પુતરી દેજો આવું કહીને

વાંદરી ઝાડ પર સઢી જાય છે. રાજા કહે છે કે, હવે વાંદરી આવે ત્યારે તેને પકડી લેજો અને રાજમહેલમાં લઈ આવજો. બીજે દિવસે જયારે વાંદરી નાવા આવે છે ત્યારે, રાજાના સિપાહીઓ તેને પકડી લે છે અને રાજમહેલમાં લઈ જાય છે. રાજા વાંદરીને સાત માળના મકાનમાં એક ઓરડામાં પૂરી દેવાનું કહે છે અને વાંદરી વિયાય ત્યારે મને ખબર કરવી એવું કહી સિપાહીઓને તેની ચોકી કરવા મૂકે છે. થોડા દિવસો પછી વાંદરી વિયાણી તેને એક સાથે વીસ દીકરા એને એક દિકરી થઈ. સિપાહીઓએ વાંદરીના બચ્ચાને એક ઓવારામાં દાટી દીધા. વાંદરીને બચ્ચા થયા એ વાત રાજાને કરી નહિ. એક વખત રાજા ફરવા નીકળ્યો. રાજાએ એક હરખા વીસ ઝાડવા જોયા. ઝાડવામાંથી અવાજ આવ્યો. આવન જાવન અને એક ચંપો, ચંપાની ડાળ પાહે હાથ દીવા, વીસ ભાઈના આવન જાવન ઝાડવા અને એક વચમાં ચંપો, આજ મારા બાપા ઝાડ હલાવે. રાજા નવાઈ પામ્યા અને બોલ્યા કે આમાથી તો એક સ્ત્રી બોલે છે. રાજાએ માણસો બોલાવ્યા અને ઝાડ ખોદાવ્યું અંદરથી એક છોકરી નીકળી. વીસ ઝાડ ખોદાવ્યા તો વીસ છોકરાઓ નીકળ્યા. રાજા તેમને રાજમહેલમાં લઈ ગયા. સાતમે માળે બેસાડયાં. બધાંનો વરઘોડો કાઢયો. રાજાએ રાણીઓને ઊંધે ગધેડે બેસાડી કાઢી મૂકી. વાંદરીએ રાજ કર્યુ. સૌએ ખાધું પીધું અને રાજ કર્યુ.

**સાત બહેનો :**

સતયુગમાં સાત બેનો હતી. એમાની એક બેને આખો પુરૂષોતમ મહિનો કર્યો. બીજી બોને એક દી છોડીને એક દી કર્યો. ત્રીજી બેને એક ટાઈમ ખાઈને અને ચોથી ખાઈ પીને બેહી રહી. ચારેયના લગ્ન લેવાના થયા. લેખ જોવાના છે. કુંભારને ઘેર ગઈ માટીના કુંડામાં માટી ભરી, પાણી ભર્યું. ચારેય સૂતી હતી તેની નીચે મુકી દીધા.

મોટી દીકરીનું કુંડું સોનાનું થઇ ગયું. એનાથી નાની દીકરીનું કુંડું ચાંદીનું થઈ ગયું. એનાથી નાની દીકરીનું કુંડું અડધું ચાંદીનું થઈ ગયું અને છેલ્લી દીકરીનું કુંડું ધૂળ માટીનું રહ્યું. તેથી માએ નાની દીકરીનું કુંડું બદલી નાખ્યું. માએ મોટી દીકીરનું કુંડું નાની દીકરી નીચે મૂકી દીધું. તેમ છતાં, મોટી દીકરીનું કુંડું સોનાનું થઇ ગયું અને નાની દીકરીનું ધૂળનું જ રહ્યું. તેથી માએ પુછયું કે, 'મારી નાની ને આમ કેમ?' મોટી દીકરીએ કહ્યું કે, મા અમે ઓલા જનમમાં ચાર ચકલીયું હતી. નદી કાંઠે દાણા ચરતી હતી. પરસોતમ મહિનો આવતા અમે ત્રણેય આખો મહિનો ભુખી રહી, નાનીએ કાંઇજ ન કર્યું. દળ દળ નાયું ને છળ છળ ખાધું. ત્રણેયના લગ્ન લેવાયા. ભાઈના લગ્ન લેવાયા. ત્રણેય ભાઈની જાનમાં ગઈ. નાની સારું સારું ખાવા ઘરે રહી. જેવા કર્મ કરો તેવા ફળ મળે. વારતા પૂરી થાય ત્યારે આ પ્રમાણે ગાંણુ ગાય.

સહલા સણે વણે, કાંગરે દીવા બળે.
ઘરર રાજાના રાજમાં અસતરી વરત કરે.
ફળ મળે ઘોળા ઘણ મળે, પાંખળિયો પુતર મળે.
સાંખળિયાવાળો જમઇ મળે, ઘમકા ઘેડી મળે.
માગે વનેડીયા વન, વહુ રાંધે ને હાહુ જમે.

**સાત ચોર**

જાદવકુળમાંથી થયેલા ચોહલાકુળનો એક ભરવાડ હતો તેને સાત દીકરીયું હતી. ગામમાં તે અમુક

સમય માટે પડાવ રાખીને પડયા હશે. એ ગામમાં સાત ચોર ચારી કરવા આયા. ગામલોકો આ ચોરોની વાંહે પકડવા પડયાં. સાતેય જણા જયાં ચોહલા ભરવાડે પડાવ નાંખેલો ત્યાં આવ્યાં એને કહ્યું કે, 'અમને બસાવો.' સોકરીયુંનાં બાપે કીધું કે, મારી સાત દીકરીયું છે. તેની હારે સાસ્સુ તાંણવા બેહી જાવ. સાત ચોરો સાત બેનો હારે સાસ્સુ ફેરવવા બેહી જયાં. ગામ લોકો પગેરું કાઢતા ત્યાં આવી પહોચ્યાં અને કીધું કે, તમે ચોરને સંતાડયા સે. સોકરીના બાપે એવું કીધું કે, ભઈ આય તો ચોર નથી, પણ આ મારી સાત દીકરીયું સે અને સાત જમઈ સે. ગામ લોકો જતાં રહ્યાં. સાત ચોરોએ કીધું કે, હવે અમે આંયથી જઇએ. ભરવાડે કીધું કે,મેં તમને જમઈ માની લીધાં સે તેથી હું તમને મારી સાતે દીકરીયું હારે પૈણાવી દઉ. આ સાતે ચોર અલગ અલગ જાતિના હતા. મોટી દીકરીનું નામ મઈ હતું તેની સામે જે ચોર સાસ તાંણવા બેઠેલો તે વાઘેલા રજપુત હતો. આ ચોર હારે મોટી દીકરીના લગ્ન કરાયા. દીકરીના બાપે મોટી દીકરીને કીધું કે વાઘેલા રજપુત હારે તારા લગ્ન કરાવું છુ તેનાથી જે સંતાનો થશે તે બધાથી મોટા કુળના કેવાશે. તેઓ ધોળકિયામીર કહેવાશે.

સંતની કૂતરી

એક હતા સંત. સંતને એક મોટું આશ્રમ હતું. સંતે કૂતરી પાળી હતી. તેનું નામ ટમુ રાખેલુ. આશ્રમમાં ઘણા બધાંભકતો આવતાં હતાં. અચાનક આ ભકતો આવતાં બંધ થયાં. સંતે શિષ્યને પૂછયું કે,

આપડા આશ્રમમાં ઘણા બધાં ભકતો આવતેલા તે કેમ બંધ થઇ ગયા? શિષ્યએ એવું કીધું કે બાપુ ટમુ સેને તે બધાને કડવા દોટે છે એટલે બધાં બંધ થઇ ગયા. બાપુએ કૂતરીને બોલાવી અને પૂછયું કે, તું કેમ બધાને કરડે છે? જા હું તારા પર અંજલી છાંટુ છું તું કૂતરીમાંથી ગાય બની જા. સંતે આમ કરતા કૂતરી ગાય બની ગઈ. આશ્રમમાં ભકતો આવવા માંડયા. ભકતો ગાય જોઈ ગયા તેથી તેઓએ કીધું કે બાપુ તમારી પાંહે ગાય નારે. લાવો મારી વાડીએ લઈ જાઉ એટલે એક ભકત ગાયને વાડીએ લઈ ગયો. ગાયને સાર પુળો નાખી ભકત તેને દોવા બેઠો. ભગતનો ખભો ગાય ખઈ ગઈ. તેથી ભગત તેને આશ્રમમાં મૂકવા માટે આયો બાપુએ પૂસ્યું કે, ' પાસી મુકવા આયો ભઈ?' ત્યારે ભગતે કીધું કે, 'બાપુ જુઓ ગાય મારો ખભો ખાઈ ગઈ.' એટલે હું તમને આ ગાય પાસી દેવા આયો છું. બાપુ સમજી ગયા કે આ કૂતરીએ તેનો સ્વભાવ બદલ્યો નહિ. આથી સંતે તેના પર ફરીવાર અંજલી છાંટી અને તેને સોળ વરસની સુંદર અપ્સરા બનાવી દીધી. અપ્સરાને જોવા આખું ગામ તૂટી પડયું. રાજાના સિપાહીઓ પણ જોવા ગયાં. રાજાએ પૂસ્યું કે , ' તમે રાજ મુકીને કયાં ગ્યાંતા?' સિપાહીઓએ રાજાને કહ્યું કે, બાપુ આશ્રમમાં સુંદર અપ્સરા છે તેને જોવા ગયેલાં. રાજા પણ ઘોડા પર બેસી આને જોવા ગયા. રાજાએ સંતને કીધું કે, બાપુ તમારે ત્યાં આવી સુંદરી ના શોભે. મારા રાજમાં આપો. તેને હું મારી રાણી બનાવીને રાખીશ. સંતે કીધું કે, ' ભલે તું લઈ જા.'

રાજા તેને લઈ ગયો અને રાણી બનાવી. રાજાના મહેલમાં રોજ ઘીના દીવા થાય. આ રાણી અળધી રાતે ઊભી થઈ રાજાના સિપાહીઓએ જે ઘીના દીવા કરેલા તે આ રાણી સાટી ગઇ. સવારે રાજાએ સિપાહીઓને પૂસ્યું કે, કેમ આવું થયું? દીવા કેમ ઓલવાય ગયા? કોડિયા કેમ કોરાં પડયા સે? સિપાહીઓએ

કીધું કે, 'અમને ખબર નથી.' બીજા દિવસે ફરી રાત્રે દીવા કર્યા. સિપાહીઓ સંતાઈને જોવા લાગ્યાં. રાતનાં બાર વાગે રાજાની રાણી આવી ને બધાં દીવા સાટી ગઈ. સવારે રાજાએ પૂસ્યું કે આજે પણ આવું કેમ બન્યું? ત્યારે સિપાહીઓએ કીધું કે,'બાપુ અમે તમતે ના કહીએ, આજે રાત્રે તમે જ જોઇ લેજો.' ત્રીજે દિવસે રાજાએ જાતે જોયું તો ખબર પડી કે આ તો મારી રાણી જ દીવા ચાટી જાય છે. રાજાએ સિપાહીઓને કીધું કે,'તમે ગામમાં કોઈને આ વાત કરશો નહિ.' રાજા પેલી રાણીને બાપુના આશ્રમમાં મૂકવા ગયો. બાપુને કહ્યું કે, 'બાપુ તમે આ છોકરીને લઈ લ્યો.' સંતે પૂસ્યું કે શું થયું? રાજાએ કીધું કે, ' તમારી દીકરી રોજ રાતે દીવા ચાટી જાય છે.' રાજા આમ કહીને ચાલ્યો ગયો. રાજાના ગયા પછી સંતે અપ્સરાને બોલાવી અને કહ્યું કે, મેં તને કૂતરીમાંથી ગાય બનાવી. ગાયમાંથી અપ્સરા બનાવી, તેમ છતાં તેં તારો સ્વભાવ છોડયો નહિ. અપ્સરા બોલી કે, 'બાપુ 'મારે તમારું શરણ સોડીને કાંઈ જાવું નથી એટલે મેં મારો સ્વભાવ સુધાર્યો નહિ. અપ્સરા સંતના આશ્રમમાં રહી ખાધું પીધું ને રાજ કર્યું.

**પ્રભાતના પોરનો ચાવડો**

ધ્વારકા પાંહે કોહલા ડુંગર નજીક મેણી મિલકત નામનું એક ગામ આઈવું. આ ગામમાં પ્રભાત નામનો રાજા રાજ કરતો હતો. આ રાજાને ચાર રાણીયું હતી. નવરાત્રિમાં આ ચારેય રાણીયું ગરબે રમવા જયું. રાતના બાર વાજયે રાજા જાગી ગ્યો તે રાણીયુંને જોવા ગ્યો. રાજાએ વિચાર્યુ કે, આ ચાર રાણીયું તો મારી છે પણ આ પાચમું  કોણ સે? કુળદેવી હરસિધ્ધીમાતા પણ ગરબે રમતા જોયા. રાજા અંધાર પસોડો ઓઢીને

ગુપસુપ જયો. માતા વિકરાળ થઈ અને બોલી કે, 'એટલે જ ઉભો રેજે, ફુક મારેશ તો બળી જઇશ.' માતાએ કહ્યું કે, હું તારી રાણીની ભકિતને લીધે તને છોડી દઉં છું. પણ એક શિક્ષા છે કે તારે રોજ હવારમાં સવા પોર દી સઢે ને સુલે તાવડો મેલીને સવામણ તેલ ઉકળે તેનાં મઈ કુદવાનું પસી તને હું બેઠો કરેશ. તારી રાણીનો સૂડો અમર રાખવા માટે હું તને બસાવીસ. આમ કહી માતા અલોપ થઈ ગયા. રાજા રોજ હવારમાં સવા પોર દી સઢે ને સુલે તાવડો મેલીને સવામણ તેલ ઉકળે તેનાં મઈ કુદે, આમ કરતા ચાર મઇના થઈ ગ્યા. રાજાને સિંતા પેઠી આવું કેટલાક દી ચાલશે? ઉજૈનનો રાજા વીર વિક્રમ દુવારકા દર્શન કરવા જયા. દર્શન કરીને પાછા ફરતી વેળાએ વીર વિક્રમ પ્રભાતસિંહને મળવા ગ્યા. તેઓ બે સગા મસીયય ભઈ થતાં હતા. પ્રભાતસિંહ દરબારમાં બેઠેલા. મોટાભાઈને જોતા પ્રભાતસિંહે કહ્યું કે, 'આવો મોટાભાઈ.' રામરામ કરી વાતુ કરવા માંડયા અને પોતાની ચિંતા જણાવતા કીધું કે, 'જવાદો ને મોટાભાઈ કાંઈ કહેવા જેવું નથી. મારું દુઃખ જોવા જેવું નથી.' મોટાભાઈને તેલવાળી વાત કહી. કોક દી શકિત મને બેઠો નઈ કરે તારે શું? વીર વિક્રમે સવારમાં શરીર ચીરીને સુંગદીત ફુલો ભર્યા અને જય હરસિધ્ધિમાતા એમ કહીને ઉકળતા તેલમાં ઝંપલાવ્યું. તેમાંથી સારી સુગંઘ આવી. હરસિધ્ધમાતા પ્રગટ થયાં, 'આવું માણસ કોણ? માંગ માંગ માગે તે આપું.' વીર વિક્રમે કીધું કે, 'માડી' મારી પાંહે તો ઘણું બધું સે પણ મારા પ્રભાતને આજથી તેલમાં શરીર ઝંપલાવાનું મુકાવો અને ઉજૈન પધારો હું તમારું હોનાનું મંદિર બંધાવું.' માતાએ પ્રભાતસિંહને આમાંથી મુકત કર્યો. વીર વિક્રમને કીધું કે, 'બેટા' તું થા મોર અને હું થાઉ વાંહે જાતાં જાતાં પાસુ વળીને જોવાનું નઈ.' વીર વિક્રમ અને માતા ઉજૈન પહોંચ્યા સાપરા નદીને સામી ધેડે સઢયા એટલે નર ભરમ થયો

માતાજી આવે સે કે નઈ તેથી માથું ભમાવ્યું  તે કઠિ માતા રોકાઈ ગ્યા. વિક્રમ રાજાએ ત્યાં હોનાનું મંદિર બનાવ્યું.

આપ કરમી દીકરી :

ઉજૈન નગરીનો રાજા વિક્રમ ભૂખ્યાનું મોઢું નઈ જોવું એમ કહી ને લોટો લઈને નાકળી પડયો. લાલ મદારી અને ફુલ મદારી બે જણા હાપ વાહેં થયેલા. હાપ વિક્રમ રાજાને કે છે કે, મારી વાહેં બે મદારી પડયા સે તેઓ અમને પકડી જાહે, ઝેરની કાસળી ખેંચી લેશે, મોરલીના માર મારશે અમને તું હંગર. વિક્રમરાજાએ કીધું કે, હું તમને કયાં હંગરુ? સાપ કેસે કે, ભુંડા તુ મોઢું ફાડ તારા પેટમાં પેહી જઉં પછી હું નીકળી જઇશ. આમ કહી સાપ મોંમા પેહી જયો. બે મદારી વિક્રમ પાંહે આયા અને કીધું કે આપના મોઢા હુધી સોરનો ધહેડો સે તમે સોરને હંગર્યો સે અમને સોંપી દયો. વિક્રમ રાજાએ કીધું કે મેં તમારો સોર જોયો નથી. આમ કહેતા પેલા બે મદારી જતા રહ્યાં. વિક્રમ રાજા એક વડલો હતો તઈ જયો અને સાપને કીધું  કે, બાર નીકળ. સાપે કીધું કે, નીકળવા ચેવા ને કરવા ચેવા? બત્રીસ જાતના ભોજન ખાવા મળે તે આ સાપ રોજ ખાઈ જાય. વિક્રમના પેટમાં કાંઈ જવા ન દે. ખાય ખાય ને સાપ તો જાડો થયો તેથી વિક્રમ રાજાનું પેટ મોટુ થવા લાગ્યું. રાજા નગરીમાં ફરવા નીકળ્યો. રાજાનું પેટ મોટુ જોતા સોકરાઓ તેના પેટ પર ઢેખલા માંડયા મારવા. રાજા રાતના બાર થયા ને અંધાર પસોડો ઓઢીને અઘોર જંગલમાં વાઘ-વરુ ખાય જાય તો સારું એમ કરી ચાલી નીકળ્યો. વાણિયો રાજ કરે તા પહોંચી ગ્યો. તેને બે દીકરીયું હતી. મોટી કે હું બાપ કરમે અને નાની કે હું આપ કરમે. તું આપ કરમે કેમ તે મારે જોવું છે. હું તને સવારે આંયથી જે કોઈ નીક્ળે તેની હારે પૈણાવી

દઉ. પછી તું આપ કરમે કેમની તે હું જોઉ સુ. સવારે તે જગ્યા પરથી વિક્રમ રાજા નીકળ્યો. વાણિયે આની હારે તેને પરણાવાનું નકકી કર્યુ. વિક્રમ કે ના મારે નથી પરણવું તેને બાંધીને પરણાવી દીધો.

વિક્રમ રાજા અને આ છોકરી બંને ચૈત્ર મહિનાનો દાડો ધૂપમાં હેંડયે જાય. રસ્તામાં વડના છાંયે મો ફાડીને બેહી ગ્યો. વાણિયાની દીકરીએ પાણી પાયું. વડની મહીથી સિધ્ધપુર નીકળ્યો. સાપ થોડો બાર નીકળ્યો. તને બસાવ્યો આપ કર્મી તું તે હાત વેલડી દાબીને બેઠો સું. તને તેલનો કળો લાઈને સળગાવી દે, તને ઝેર આપી દે તું ના નીકળે. વિક્રમને સુવા દીધો. કિલો દૂધ લાવી, કિલો સાકર લાવી, ઝેર લાવી. ચાર પાચ દાડા ભૂખ્યો રાખ્યો પછી થોડું દૂધ સાકર મુકયું. ઝેર ગોટલી પાઈ. સાપે બુમ પાડી, સાકર ને દૂધ ઓકી કાઢયા. આઠ દાડે પેલો સાપ નીકળી ગ્યો. વીર વિક્રમ સારો થઈ ગ્યો. તેલનો કળો તથા હાત વેલડીયું ધન લઈને વાણિયાના ગામે ગ્યા. બાપના બંગલા સામે બંગલો બાંધ્યો. ચરુ કાઢી લાવી રાજ ચર્ચા કરવા નીકળે તો બધાં ઊભા થઈ જાય. આપ કરમી દીકરી હીંચકા ખાય ઊભા થાય નહિ. પોલીસવાળા પકડવા આયા. રાજાને કે જે કે અમે નઈ આઈએ રાજા આવે, હું આપ કરમી નહિ આવું. છોકરીના બાપે જાણ્યું કે, આ તો મારી દીકરી છે. ઉજૈન નગરીમાં તેપ્પન લાખ ઘોડા, બાણુ લાખ માળવો, અઢાર લાખ આંગણે હાથી ઝૂલે છે તેવી ઉજૈન નગરીમાં વહ્યાં ગ્યા ને ખાધું પીધું ને માર્યા ધૂબાકા.

**કઠિયારો ને વાઘની મિત્રતા :**

એક કઠિયારો હતો.જંગલમાં રોજ લાકડાં કાપવાં જાય. એક દિ મારગમાં વાધ ભટકાણો. બંનેને

ભાઇબંધી થઈ. કઠિયારો રોજ લાકડાં કાપે. લાકડાં વેચી તેના પૈસા આવે તેનાથી પુરૂં કરે. ભાઈબંધી પાકી થતાં વાઘે કઠિયારાને સોના ચાંદીના ઘરેણાં આપવા માંડયાં. કઠિયારો તેથી ખાઈ પીને લહેર કરે છે. જંગલમાં વાઘ અને કઠિયારો રોજ ભેગા થાય .એક દિવસે કઠિયારાએ વાઘને કીધું કે મારાં ઘરે આવો. વાઘે કીધું કે, હું આંય બરાબર છું. મારે તારાં ઘરે નથી આવવું. રકજકના અંતે વાઘ કઠિયારાના ઘરે આયો. કઠિયારાની બાઈએ કીધું કે, આ કૂતરાને હારે કેમ લાયા? વાઘને તો ખૂબજ ગુસ્સો આયો પણ, કાંઈ કર્યા વગર તે જવા લાગ્યો. કઠિયારો તેને મેલવા જાય છે ત્યારે વાઘ કે છે તું મને માથામાં કુહાડો માર. નઇ તો હું તને મારી નાંખીશ. કઠિયારાએ કુહાડો માર્યો. વાઘે કહ્યું કે આજથી છ મહિના પછી મને મળજે ત્યારે આપણે ભેગા થાશું. છ મહિના પછી બંને ભેગા થયા. વાઘે તેને કીધું કે, જો કુહાડીનો ઘા તો રુઝાઇ જયો સે પણ તારી બઈએ મને કૂતરો કહેલો તે વેણ હજી રુઝાયું નથી.

## લોઢાંની વેદના

સોનીનું ઘર અને લુહારનું ઘર હામ હામે. લુહાર લોઢાને ગરમ કરીને ઘણ મારે સે તો લોઢું સણ સણ બોલે. સોની સોનું ટીપતો હતો. સોનાનો કટકો ઉડીને લોઢાની કોઢમાં પડયો. સોનું બોલ્યું હે, ભાઈ જેવા તને માથે ઘણ પડે સે એવા મને પણ માથે ઘણ પડે સે. ત્યારે લોઢું બોલે સે કે તને તો મારે સે પારકા એટલે ધોકો નથી થતો. મને મારા પોતાના મારે સે એટલે ધોકો થાય સે.

## મગર ને શિયાળિયો

એક હતો મગર અને એક હતો શિયાળિયો. બેય ભાઇબંધ. શિયાળિયો રોજ વનમાંથી પાકાપાકા બોર લઈ આવે ને મગરને પણ આપે. મગરાની બેટમાં રહેતી હતી તેના માટે તે બોર લઈ ગયો. મગરાનીએ બોર ખાધા અને મગરને કીધું કે શિયાળિયો રોજ બોર ખાય છે તો તેનું કાળજુ લાલચોળ હોય તેને ગમે તેમ કરીને આંય લઈ આવો. મગર ઉપડયો નદીએ અને શિયાળિયાને કીધું કે ભાઈ તારી ભાભી તને યાદ કરે સે. શિયાળિયાએ કીધું કે, હું તો પાણીમાં બુડી જાઉં. મગરે કીધું કે, મારી પીઠ પર બેસી જાવ. વચમાં જઈ મગરે કીધું કે, તારી ભાભીને તારું કાળજું ખાવું સે. શિયાળિયાએ કીધું કે, મારું કાળજું તો હું ખાખરાએ મૂકી આયો સુ. હાલ હાલ નદીના કાંઠે, નદી કાંઠે જઈ શિયાળિયાએ ભુસકો માર્યો અને કીધું કે, આતો ખાખરાના ફુલ સે. મગર જતો રહ્યો. બીજા દિવસે શિયાળિયો નદી કાંઠે પાણી પીવા ગ્યો મગરે તેનું ટાંગુ ઝાલી લીધું. શિયાળિયો કે આ તો ખાખરાનું મુળ સે. મગરે છોડી દીધું. મગર શિયાળિયો ઘરમાં આવે તેની રાહ જોઈને બેઠો હતો. શિયાળે ઘહુડો (લીટો) જોયો. બે ખેતર દૂર જઈને શિયાળિયો બોલ્યો ઘર ઘર તું બોલતું નથી, તેથી મગર કે હાઉ હાઉ, મગરી કે હાઉ હાઉ. શિયાળિયો મગર મગરી આંય સે એમ કરીને વન છોડીને જતો રહ્યો.

## શિયાળિયો ને તેતરડો

એક શિયાળિયો અને એક તેતરડો હતો. ભરવાડની છોડી દૂધની બે બોગણિયું લઈને નીકળી.

શિયાળિયો કે તું મને દૂધ પીવડાવે તો તારા જેવો કોઈ ભગવાન નહિ. બોગડી માથે તેતરડો બેહી જયો. શિયાળિયો દૂધ પી પીને ધરઈ જયો. તેતર કે કે, તારા પેટમાંથી દૂધ કઢાઈ નાંખું? શિયાળિયો કે પેટમાંથી કેમનું નીકળે? શિયાળિયો ટેકરી પર જઈને બેઠો. બે ત્રણ વાઘરી શિયાળિયા પાછળ પડયા. શિયાળિયે શેરી કાઢયું તેથી બધુ દૂધ નીક્ળી ગયું. તારી જોડે બોલુ નહિ એમ કરીને શિયાળિયો રિહાઇ જયો. તેતર કે તને દાંત કઢાવું ? શિયાળિયો કે નઈ કાઢુ. તેતર કે બે બાવા નીકળ્યા. માથામાં ટેલ (ટાલ) હાથમાં જેડો (ડંડો) ટાલ માથે તેતરડો બેઠો. ડંડો માર્યો બાવાનું માથું ફાડી નાખ્યું. શિયાળિયો દાંત કાઢવા માડયો. દાંત કાઢયા ને બંને બોલતા થઈ ગયા.

## સોજીયો ને ગાંડિયો

એક ડોશી હતી. તેને એક ગાંડિયો અને એક સોજીયો એમ બે દીકરા હતાં. ગાંડિયાને કે તું બકરાં ચારવા જા. બકરાંને ખૂબ ધરવીને પોતે ભાત ખાવા બેઠો. બકરાં ખાધેલું વાગોળવા માંડયા. ગાંડિયો કે, મારા ચાળા પાડો છો? લાકડીએ લાકડીએ બધાને માર્યા અને શિંગડા ભાંગી નાંખ્યા. સોજિયો આયો. ગાંડિયો કે, વાછડાને પાણી પાઈને આવું. કુવામાં દેડકિયો બોલે. ગાંડિયો કે, તમારે વાછડું ખાવું છે? બધા વાછડાને કુવામાં નાંખી દીધા. સોજિયો આયો તેને કુવામાંથી જીવતા, મરેલા, લુલા-લંગડા વાછડાને કાઢયા. સોજિયો કે, હું ભુખ્યો થયો છું જા મારા માટે દાળિયા ગોળ લઈ આય. ગાંડિયો કે, મને યાદ નહિ રે. સોજિયો કે, તુ ંબોલતો બોલતો જજે. ગાંડિયો દાળિયા ગોળ કેતો કેતો જતો હતો. રસ્તામાં એક ખેતરમાં જનાવર

ઢાળિયા પર જતાં જોયું તેથી તે ઢાળિયા દે ઢાળિયા દે એમ કેતો કેતો માને જઈને કેવા લાગ્યો. મા કે ગોળ લઈ જા .ગાંડિયો કે ના ઢાળિયા જ આલ. ગાંડિયાએ માથામાં લાકડી મારીને માને મારી નાંખી. નવું લુગડું લઈ આયો. માને સુવાડી લુગડું ઓઢાડયું. માથે બે ઢેફા મુકયા. છાતીએ એક ઢેફૂં મુકયું. એક ઢેફૂં ઓઢણામાં મૂકયું. સોજિયો આયો. ગાંડિયો કે માએ ઢાળિયા ગોળ ના આપ્યા તેથા મારી નાંખી. ડોશીનું બારમું કર્યુ. તેરમાને દાડે સોજિયો ગાંડિયાને કે, જા ગામમાં જઈને બધાને ઘેર ખાવાનું કહી આવ. ગાંડિયો લાકડી લઈને જયો. ઘેર ઘેર જઈને કે ઘેર ખાતા નઈ ને મારે ઘેર આવતા નહિ. સાંજ પડી કોઈ આયા નઈ. સોજિયો જાતે કેવા જયો. બધા બી ગયેલાં તેથી કે, સોરા સોરાને ઉઠાડી જા. સોજિયાએ સોરાની લાઇન કરાવી. ગાંડિયાને કીધું કે, સોરાને લાડવા આપ. ગાંડિયાએ સોરાને બે બે લાડવા દીધા અને માથામાં બે બે ડંડા મારી બધાને મારી નાંખ્યા. ગામવાળા બેયની પાછળ પડયાં. બેય નાઠાં. ડાબા મારગે જજો જમણા મારગે જતા નહિ, પાડો મારી નાખશે. સોજિયો કે નથી જાવું. એપા મારો પાડો ઊભેલો સે. બકરીનું દૂધ અને બાજરીનો રોટલો આલ.

ગાંડિયો ને સોજિયો વાઘની મઢીમાં પેસી ગયા. વાઘ સૂતેલો. ગાંડિયો કે, મને ખાવાનું આલ નહિ તો હું વાઘને ચુટકી ભરું. હવે ખાવા આલ. આ સાંભળી વાઘ નાઠો. મારો પાડો વાઘ વાંહે પડયો. એક ઘેર રાંડી રાંડે ખીર બનાવી પાટિયો મારગે મેલ્યો. હવન કરીને ખાઈ લઉં. ગાંડિયો સોજિયો બેય જણાં તેના ઘરમાં પેહી જયા. દાજતાં પાટિયાને ઝાલી લીધો. મારા ઘરમાં મામા ફૂઈ પેહી જી. વાંદરો આયો તે કે, મામો ચેવો? ભૂવો હું છું. વાંદરો ઘર પર ચઢી જયો. ગાંડિયો ને સોજિયો ખીર ખાય ને ધરઈ રહેલાં. નળિયું

ખસેડતાં વાંદરાની પૂંછડી અંદર આવી. ગાંડિયાએ ઠેકડો માર્યો ને વાંદરાની પૂંછડીએ ટેંગાઇ જયો. વગાડો ડાકલા. ડાકલા વાગતા પૂંછડું ટુટી જયું. વાંદરો જતો રહ્યો. ગાંડિયો ને સોજિયાએ ડોશીના ઘરમાં ખાધું પીધું ને મોજ શોખ કર્યા.

**આખ્યાન**

ભરવાડ સમાજમાં નવરાત્રિમાં વીર માંગળાવાળો, વીર એભલવાળો, રામાપીરનું અને ખોડિયારમાનું આખ્યાન ભજવવામાં આવે છે. નવરાત્રિમાં એક દિવસ છોડીને આ આખ્યાનો ભજવાય છે. નવરાત્રિમાં ગરબા નહિ પણ રાસ રમવામાં આવે છે.

**વીર માંગડાવાળો**

માંગડાવાળા આવી ખબર મને નોતી કે સમરાગણની માલીપા તું રોકાઈ જઈશ. એ પદમા વિલાપ કરી કરીને જીવન ગુજારે છે. અને માંગડાવાળો એ હિરણ નદીને કાંઠે જયાં પોતાનો દેહ પડયો પણ, વાસના જેમ પદમામાં રહી ગઈ હોઈ ને ભૂત સરજીયો. વડલાનાં જૂથની માલીપા એ ભૂત તરીકે જીવન ગુજારે છે. એક દિવસ ભૂત વડલાના એ ઘટાટોપની છાંયાની નીચે એક જાન છૂટી છે. જંગલમાં બળદને ડોકે ઘુઘરમાળ બાંધ્યા છે એથી આખી વનરાઇ ગાજે છે. વડલાની નીચે બેઠેલી જાનની માલીપાથી કોયલને હરમાવે એવા ગળાથી જાનડિયું લગનગીત ગાય છે. જાનૈયા એમ કે સે કે, બેઠાં બેઠાં વાતુ કરી ટીમણ કરતાં કરતાં વિચાર

કરે છે કે, જાન પરણવાં જાય, જોરદાર વોળાવિયો મળ્યો આપણને અને એ વોળાવિયો હતો વાંકડી મૂછોવાળો ગામધણી અરસીવાળો. એ આજ વોળાવિયો બનીને આવ્યો છે. એના સૌ ડાયરામાં વખાણ થાતાં તાં. પણ બન્યું એવું કે, એ જયાં બેઠો તો ત્યાં ઓચિંતાના માથે ટપક ટપક કંઈક ટીપાં પડયાં. જોયું, નથી વાદળી, નથી વીજળી આ કંઈક પાણી માથે પડયાં પણ ઊંચું જોયું કોઈ દેખાયું નહિ. આ શું પડે છે? વિચાર કરીને જોયું ત્યાં તો અરસીવાળાના હૈયામાથી આહકારો નીકળી ગ્યો કે ઓહ, પાણી નથી આતો કોક લોહીના ટીપા, લોહીના ટીપા કોના હશે? વિચાર કરતા ઉચું જોયું. એ વડલાની ઘટાટોપ ડાળીની વચ્ચે એક ડાળ પર એક જુવાન બેઠો છે. જુવાનની આંખોમાથી આંહુ ને બદલે લોહીનાં ટીપાં પડે છે. અરસીવાળાએ ઉપર નજર કરીને કીધું કે, ભાઈ તું કોણ છે? જવાબ મળ્યો કે ભાઈ હું ભૂત છું. હે તું ભૂત છે? દુનિયા રોતી હશે તેની પાંપણે પાણી પડતાં હશે પણ હું ભૂત છું.

સઉ રોતો સંસાર જેને પાંપણે પાણી પડે
પણ ભૂત રુએ ભેંકાર એ એને લોચનીયે લોહી જરે.

જગત રોવે ત્યારે એની આંખમાં પાણી પડે બાપ, પણ ભૂત રોવેને તેની આંખમાથી લોહી પડે. અરસીવાળો વિચાર કરીને કે છે કે તું કોણ? તું જવાબ તો દે, હામે ભૂત જવાબ આપે છે કે, તું બેટો ને હું બાપ. કાકા અરસી કાં મને ઓળખ્યો નહિ? સામેવાળો જવાબ આપે છે.

પણ પેલા પેલા ભવના પાપ
એ મને આભ આવી નડયા

પણ તું કાકો હું ભત્રીજો
અરેરે મને અરસી કાં ઓળખ નઈ

એ અરસીવાળાં તારા મોટાભાઈ જેઠાવાળાનો દીકરો. તું મારો કાકો, એટલે બાપ ઠેકાણે કેવાય હું તારો બેટો કેવાવ. અરસીવાળા આજ મને ઓળખ્યો નંઈ? દીકરાની દશા જોઇને અરસીવાળો એટલું બોલ્યો, હજી નથી ઓળખાણ પડી બાપ. માંગડાવાળો એટલું બોલ્યો, કાકા ઓલા ભવના પાપ મને નડયા હું માંગડાવાળો છું. ઓહ, અરે બેટા માંગડા તું આંય કયાંથી? તને એવાં શાં દુઃખ મરણ પછી રહી ગ્યાં કે તારે ભૂત હરજવું પડયું? ભૂતડાનો ભેંકાર વિલાપ કરતો હોય એમ બોલે છે, કાકા માયલીયું મનમાં દેખીને દેખાડી કોને દેખાડીએ વિસામા વડમાય પદમા સુ પરણ્યા વિના. કાકા અંતરની વેદના હું કોને દેખાડું? મારા અંગોમાં વાસનાની આગ હળગી ઊઠી સે. કાકા અને તારી મદદ વિના એ નહિ ઓલાય. કાકા મને કાંઈક મદદ કર. મારી અગની વાસનાને તારા વિના કોણ હોલવી હકશે? અરસીવાળાના હૈયાની માલીપા ધ્રાસકો પડયો પણ બેટા ઉ હું કરુ? કાકા મને પદમા હારે પરણાવી દે. મારી પદમા આજ બીજાને જાય છે. અરસીવાળાને તાંયે ખબર પડે છે આંય જાન પદમાને પરણવા જાય છે. એ પદમાના પ્રેતાળ માંગળાવાળાની વેદના સાંભળીને, તું પ્રેત છે તને કેવી રીતે પરણવા લઈ જાવ. બસ કાકા આંય સંબંધ પૂરા થ્યા? શરીરનું સુખ્યું સગા કોણ નોધારા થયાં વાકળા અરસી જળ ઉંડા કિયા હે કાકા આજે તારા સ્નેહની સરવાણી કેમ ડુકી ગઇ? એવાં તે કોણ ઝેરી પવન વાયાં કે તારી પ્રિતના નીર આટલાં બધાં ઊંડા ઊતરી ગ્યા? કાકા આ જાન જતાં જોઉં સુ ને, તો મારુ અંતર કોરાય જાય છે. હે, સગા સુખ તો ત્યાં પદમા પાહે છે. આ ભૂતની સાથે રહેવું પડયું.

મને એકવાર પદમા હારે પરણવી દે, કાકા ભૂતડાનો વિલાપ હાંભળીને અરસીવાળાને એમ થયું ઓહ માંગડાવાળા બેટા હું તને કેવી રીતે પરણાવું? તું ભૂત કેવાય. માંગડાવાળો રસ્તો બતાવે છે કાકા તમારી જાનનો વરરાજો  કદરૂપો છે ને તેના બદલે જો મને વરરાજા બનાવી અને માયરે જાવા દે, ચાર ફેરા ફરવા દે, કાકા તારો ઉપકાર કોઈ દી નહિ ભૂલું. અરસીવાળાએ વાત હાંભળીને એટલું કીધું અને બેટા પછી? વળી વળતા આ વડલાની છાંયે ઉતરી જઈશ અને નદીને સામે કાંઠે સઢુ તો મને ભૂતનાથની આણ છે, પણ એકવાર મને માયરે સઢવા દે. મારો જીવ પદમાની પાંહે છે.

અરસીવાળો વિચારે છે કે, આહાહા આ ભૂત છે એમ જાનૈયાને ખબર પડે, વાણિયાની જાન બધાને એમ થાહે બીક લાગશે, મારે કરવું હું? તો માંગળાવાળો બોલ્યો કે, કાકા આપડે કોઈને બીવડાવા નથી. મારી માયાજાળ જોજે. કાકા હું હમણા મેડીયું ઊભી કરું છું. ગઢ ઊભા કરું છું. જાનને હું મીઠો આવકાર આપીને ઊતારો આપીશ. તને ખબર ઘોડાને માણું બાજરો, બળદને બોળા ખાણ જમાડે વાળાની જાન. આ ભલ ભૂતડા ભેગા થઈને વાલાની જાનને જમાડશે. કાકા તું ડરીશ નહિ. જાનને બીવરાવીસ નહિ. પણ ગઢ ઊભો કરીને ઊતારો આપીને એને આવકારો આપીને એની હું મેમાનગતિ કરીશ. વાત હાંભળીને એ ઉભા વનમાં હિરણને કાંઠે એક મોટો દરબાર ગઢ ઉભો થઈ ગ્યો. અરસીવાળો વાણિયાને હમજાવે છે કે, બાપ આપણે જે જગ્યાએ જાન લઈ જાઈએ છે એ વાણિયાનું ઘર સુખ મોટું છે. કન્યા રૂપરૂપની અંબાર છે. આપડો કદરૂપો વરરાજો જોઈને કદાચ પરણવાની ના પાડે. નહિ પરણે તો એક વિચાર આવે છે કે, આ રાજના રાજકુંવરને વરરાજો બનાવીને લઈ જાયે. શેઠિયાઓ એટલું બોલ્યા, એ કેમ બને? જુઓ તો ખરા? રૂપરૂપનો અંબાર

રાજકુમાર અને સામેય કન્યા એવી છે. પરણ્યા પછી આ વરરાજો આંય નદીની કાંઠે ઊતારી દઈશુ પણ કદરૂપા વરરાજાને નહિ પરણાવે તો આ વરરાજા લઈ જાઈએ. વાણિયા કબૂલ થયાં. જાનૈયા કબૂલ થયાં. જાનની માલીપા માંગડાવાળાને બે બાઈયો પણ ગીતો ગાવા માંડી. એ વરરાજાની શું વાત કરવી? વગડો મંડયો ગાજવા. લગનગીતના ઝકોર બોલ્યા. અને લગનગીતની માલીપા વરરાજાને બિરદીવતી બાઈયું પણ એમ કે સે,

એવા એ શાને અલબેલા ડોલરિયા ઊભા રયો રાજ

રૂડો વરરાજા જાનના માલીપા શોભતો તો અને એને જોઈને જાનડીયું પણ વરરાજાને કેતીંતી હે, વરરાજા એકવાર ઊભા તો રયો? કારણ તમે,

એશાને અલબેલા અંતરીયા ઊભા રયો એકવાર.<br>
એશાને અલબેલા ડોલરીયા ઊભા રયો એકવાર.

એ વરરાજા એ જાનની માલીપા શોભતો તો. જાન આવે છે તે ખબરો પાટણમાં પડી. જાન સિમાડે પોગી ગઈ. જાન જાડી છે. જાનના હામૈયાની તૈયારી કરો, અને ઊતારાની તૈયારી કરો. પાટણની બજારોના સૂર જયાં પદમાના કાને પડયા ને ત્યારે પદમાને એમ થયું કે,ઓહો માંગડાવાળાની રાહ જોઈ જોઈને ઝુલનારી હું આજે મારે એકભવમાં બે ભવ કરવા પડશે. આજ માંગડાના મનની વાતો મૂકીને મારે બીજાને ઘેર જાવું પડશે. એ વિલાપ કરતી પાટણની માટ મેડિયું પર રાહ જોતી તી. જાન આવે છે. એમાં કયાંક માંગડાવાળો આવે છે? રટણ માંગડાવાળાનું હતું. જાન આવી ને વરરાજો પોંખાણો. માંડવાની માલીપા આવીને વરરાજો

બેઠો ને ગણેશસ્થાપના પાહેથી કન્યાને લઈ આવ્યા. હસ્તમેળાપની તૈયારી થઈ, પણ હાચી લાજના ગુમટામાંથી પદમાએ માંગડાને ઓળખ્યો. ઓહ આતો માંગડાવાળો. ભેદ કાંઈ હમજી હકી નઈ પણ, અંતરમાં ટાઢક થઈ કે કોઈએ અંજલિ છાંટીને હાજો કર્યો હશે? મારો વિલાપ હાંભળીને પરમાત્માએ મેર કરી હશે? અને એ માંગડાવાળાને પરણીને કાળજે ટાઢક થઈ. ચાર ફેરા ફરી વહમી વિદાય આવી. પાટણના પટમાથી પદમાએ વિદાય લીધી. પાટણનાં ઝાડવાં રોતાં તા. ગામનો ગોંદરો રોતો તો. પાટણનાં પાદરમાંથી આજ એક દીકરી વિદાય લે છે. વિદાય વખતે હૈયે હૈયું દળાતું હતું. પણ એક એક માણસની આંખમાં આહુડા હતા કારણ પોતાની દીકરીને વિદાય આપે છે.

જાન પરણીને પાછી વળી. હિરણને કાંઠે એ ભૂત વડલાની પાંહે જાન આવી. વચને બંધાયેલો એ માંગડાવાળો છલાંગ મારી એ વડલાની ઘટટોપ જાળીમાં અલોપ થઈ ગ્યો. એ અલોપ થઈ જાતા પદમાએ વિચાર કર્યો કે કયાં ગ્યો? જોવે તો માલીપા કદરૂપો વરરાજો. કદરૂપા વરરાજાની પર દષ્ટિ કરીને પદમાએ છલાંગ મારી માંગડાની વાહોંવાંહ દોટ મૂકી. ભૂત વડલાની ઘાટી ઝાડીની માલીપા અલોપ થઈ ગઈ. જાનૈયા વિચાર કરીને કે બાપ આમ કાં કર બેટા? મીંઢોળ જેનાં બાંધ્યા હોય ને તેની વાંહે જ રહેવું જોઈએ. પણ એ તો બનાવટી વરરાજો હતો. ગમે એમ હોય જ્યાં માંગડો ત્યાં જ મારે રેવું જોઈએ. એ છલાંગ મારી અને જતી જતી કેતી ગઈ હવે જ્યાં માંગડાવાળો હશે ત્યાં જ હું હોઈશ કારણ મારીને એની પ્રીતુ હાચી હતી. મને માંગડાવાળો પાછો મળ્યો. સમજાવી પણ હમજી નઈ. જંગલમાં અબળા મેલીને જાન રવાના થઈ. હિરણના નીર પણ ટાઢે પોરે વિલાપનાં સૂર બનીને પુકારવા લાગ્યાં. પ્રેત બનીને પોકારવા લાગ્યું.

ઝાડવે ઝાડવામાંથી ભૂતના ભણકારા વાગતાં હતાં અને તોય પદમા એકજ હાહે બોલતી હતી. માંગડાવાળા ઓ માંગડાવાળા મને મૂકીને તું કયા જાય? તને મૂકીને હું નઈ જાવ. એ હાદ પાડી પાડીને જયારે બોલાવે છે ત્યારે ભેખડોમાંથી પડઘા જવાબમાં ઝળળ ઝળળ આગ હામે જવાળા મૂકે છે. ભૂતના ભડકા વડલાની ડાળે ડાળે ઊઠવા લાગે છે પણ પદમા ત્યારે એટલું બોલી,

વડલા તારી વરાળ અને પાને પાને પરઝરી.
પણ હું કયાં કયાં જપાવુ જાળ, એ મને ભડકા વાગે છે ભૂતના.

હિરણ નદીને કાંઠો, વેરાન વગડો વડલાની ઘટાટોપ જાળીમાં એક ગીરની અબળા એમ કે છે કે, હું કયાં જપાવુ ઝાળ, મને ભડકા લાગે ભૂતના. છતાંય એક ડાળેથી બીજી ડાળે એમ પદમા ભૂત પાછળ જાય છે. માંગડાને ગોતે છે. કયાંક માંગડો મને મળી જાહે.

ડાળે ડાળે હું ફરું ને પાને પાને દુઃખ.
મરતાવાળો માંગડો મને સપને ન રહ્યું સુખ.

આખો દિવસ માંગડાને ગોતવામાં બાય ઝૂરી ઝૂરીને જીવન પુરું કરે છે. રાત પડે ત્યારે ભૂતનું માયાજાળથી દરબાર ગઢ ચણાય જાય છે. એને એ દરબાર ગઢના માલીપા માંગડાવાળો ભૂત માનવીની કાયા કરીને પદમાની સાથે રહે છે. સવારમાં માયા સંકેલાઇ જાય છે. રાતમાં પાછા દરબાર ગઢ થાય છે. દિવસની પદમાં ઝૂરી ઝૂરીને જીવન વિતાવે છે. ક્રમ આગળ હાલ્યો પણ બન્યું એવું કે, ગાંડી ગીર વિંધીને બે જુવાનો ગીરમાં હાલ્યા જાય છે. દિવસ આથમી ગ્યો. અંધારુ ઘોર હાથે હાથ સુઝતું નથી. એવું એમ

કહેવાય છે, ગાંડી ગીરમાં પથરાઈ ગ્યું. જુવાનો ભૂખથી અને હાલી હાલી થાકી લોથ થઈ ગ્યા છે.

ગાંડી ગીરમાં રસ્તામાં એ બેય જણા વિચાર કરે હવે કયાં જાહુ? બેય જવાનોએ આમ નજર કરી માંગડાની માલીપા આમ ભેંહ બેઠી તી ભેંહ ઊભી થઈ. એ પૂછડું પકડીને બેય જણાએ નકકી કર્યું. હવે ભેંહ જ્યા જાહે તા જઈશું અને ભેંસના દૂધનું વાળુ કરીશું. ભેંસનું પૂંછડું પકડી બેય જણા આગળ હાલ્યા જાય છે. પણ હાલી હાલી ગાઢ ઘોર જંગલમાં જઈને ભેંસ ઊભી રહી, દરબાર ગઢ દેખાણો. દરબાર ગઢની માલીપા જોયું તો સ્વરુપવાન સ્ત્રી હતી ને પુરુષ હતો તેના મહેમાન બન્યાં. પુરૂષ અને સ્ત્રી અબોલ છે. એકબીજા કોઈ બોલતું નથી. વાળું પાણી કરી બેય જણા વિચાર કરે છે. કોણ હશે દુઃખમાં જીવતા હોય એવું લાગે. એકબીજા બોલતા કેમ નથી? વાતો કરતા કરતા ઊંઘ નથી આવતી. જુવાન સૂતો હતો એના કણસવાના અવાજ હાંભળી ને બેય જણા તો પરસ્પર વાતો કરે, ઘરધણીને કાંઈક પીડા લાગે છે. નિંદર નથી આવતી. જુવાનને કાળજે કાંઈક ખૂબ ખટકતું હોય એવું લાગે છે. હું હશે? કોઈ કારમી વેદના થાતી હોય તેવું લાગે છે.

બેયની આંખો મળી ગઈ સવારમાં ઊભા થયાં. વેરાન વગડો હતો. કેળાનો કાંઠો હતો. નોતો દરબારગઢ નોતા પેલા બેય માણહ. વેરાન વગડાને કાંઠે બેય સુતાતા. હાલતા હાલતા ઊઠીને એક જણ બોલ્યો આ કોણ હશે? આ રાતની માલીપા દરબારગઢ અને દિવસના વેરાન વગડો? કોણ હશે? ગમે તે હોય પણ તેનું આપડે દુઃખ ભાંગવું જોઈએ. પાછા ગ્યા. જે જગ્યાએ અંધારુ માલીપા ગ્યા. રાત પડી જાય તો દરબારગઢ એવો ને એવો. એવા જ બે જુવાન. બેઉ જણ બોલતાં નથી. વાળુ કરી ઊભા થ્યા. એક

જણે પુછયું. ઘરધણીને કીધું કે, ભાઈ તમે કોણ છો? આખી રાત કણસ્યા કરો છો? તમે મને કાંઈક વાત કરો. ઘરધણી વિલે મોઢે એટલું બોલ્યો, ભાઈ તમારે જાણીને હું કામ છે? જાણીને પસ્તાવું પડશે એના કરતા રેવા દ્યોને અમે અમારા ભોગવીએ છીએ. અમે રાજપુત છીએ. જેનું અન્ન ખાધું એનું દુઃખ ના ભાગીએ તો તો અમારે જીવતર શું કામનું? મારી જનેતાનાં ધાવણ લાજે, હવે જો તમારા દુઃખને ટાળીએ નહિ તો અમારી જનેતા લાજે. જુવાનો ડર તો નહિ લાગેને? મારી ઓળખાણ કરાવું તમને બીક તો નહિ લાગેને? બેય જુવાન દાંત કાઢવા માંડયા. અમે ઘરધણી બીક લાગે અને ડર લાગે એવો જો મનમાં વિચાર આવ્યો હોય તો અમે આવ્યા છીએ જાણવા તમે કોણ છો? ઘરધણીએ ખુલાસો કર્યો હું માંગડાવાળો છું. ઓહ માંગડાવાળાના મોઢાંમાંથી હાદ ફાટી જાય એમ ચીસ નીકળી. કાં બાપ તાતરવાળા ધણી માંગડાવાળો કમોતે મર્યો તે ભૂત સરજીયો છું. જે બાયલ ચાવડાની બરસીની કરચ મારી હતી તે  છાતીના હાડકામાં ભાંગી ગઈ છે. આખી રાત મને નિંદર નથી આવતી. વેદનાની માલીપા જીવું છું બાપ. જવાનોના મોઢાંમાંથી શબ્દો નીકળ્યાં. એનો કોઈ ઈલાજ? તમારાથી બનેને તો હાડકું ગોતી એની કરચ  દામોદર કુંડમાં પધરાવી પાછાં આવો તો મને હખ થાય. નહિ તો જિંદગી આખી એમ કહેવાય છે  કે આ કાળી બળતરાથી જીવતર જીવું છું. જરૂર કરીશું. જુવાનો બોલી અને વિચાર કરે છે કે હા જરૂર કરીશું. તારુ અનાજ ખાધું જરૂર કરીશું. એ આંખુ મળી સૂતા સવાર પડી એનો એ વગડો. ભૂતે કીધું તું કે વડલાની નીચે ખોદીને મારુ હાડકું ખોદી કરચ કાઢી દામોદરકુંડમાં  પહોંચાડશો તો જરૂર હું પીડામાંથી મુકત થઈશ.

વડના થડમાં ખોદી હાડકું કાઢયું બરસીની કરચ કાઢી એ લઈને બેય જણા દામોદર રસ્તે હાલી

નીકળ્યા. દામોદરકુંડમાં બેય જવાનો જાય છે તે બેય બારવટિયા હતા. બેયના નામ જેસો એને વીજો હતાં. દામોકુંડને રસ્તે પડયાં એકવાર બન્યું એવું કે ભાદરવા મહિનાની મેઘલી રાતે એક નગરનાં દરબારગઢને ઝરુખે બાદશાહ અને વરમુ જાગતા હતા. અરે ખાવિંદ આવી આ મેઘલી રાતે કોણ જાગતું હશે? ખાવિંદના મોઢાંમાંથી અરેરાટી નીકળી. કાળી મેઘલી રાતે આમ કોણ જાગતું હશે? કોણ દુઃખી હશે? બીજું તો કોણ હોય મારા ભાઈ જેના માથે તમારા જેવાનું વેર હોય ને તે જાગતા હશે. મારા જેસો ને વીજો ભાઈ, ખાવિંદ તમારા તો બારે વળિયા પણ મારા તો બે ભાઈ જેવા છે. ખાવિંદ એટલું બોલ્યા આવી રાતે એ વગડામાં પહોંચ્યા હશે? કોઈ બખોલમાં ગ્યા હશે? ખાવિંદ તમે એને કયાંય રેવાનું ઠેકાણું દીધું નઈ. બાદશાહ હોરુમ ને એમ કે સે અટાણે બેય જણાં હાજર થાય ને તો તેને હું માફી આપું. અટાણે બિચારા કયાંથી હોય? ખાવિંદ એટલુ ંબોલ્યા હોરુમ મેઘલી રાત છે હાદ તો પાડો, કદાચ હોય મશ્કરી કરોમા. મારો જેસો વેજો અટાણે કયાંથી હોય? ના ના મારા હમ હાદ પાડીને હાદ કરો કદાચ આવશે. જેસાભાઈ વેજાભાઈ એ અવાજ માલીપાથી અવાજ આવ્યો રાણીમા અમે આંય જાગીએ છીએ.

જેસાજી વેજાજીનો એ અવાજ નતો પણ એ અવાજ માંગડાવાળાનો હતો. એને એમ થયું કે મારે કામે દામોકુંડ ગ્યા હોય, એનું બારવટું બાર પડતું હોય હા, મા અમે જાગીએ છીએ. તમે ઓહ ભાઈ, અટાણે અહિંયા કયાંથી? બાદશાહની રખેવાડી કરવા ભાઈ. તમારા શત્રુની રખેવાડી? અમારે માથે કદાચ આળ ચઢે. શેની આળ? કદાચ કોઈ દુશ્મન આવી બાદશાહનું માથું વાઢી અમારું નામ લે તો અમે રહયા

બારવટિયા એટલે અમારી મથુરા વટી મેલી. બેન એટલે જાગીએ છીએ, એનાં રખેવાળાં કરીએ છીએ. ભાઈ દરરોજ તમે રખવાળી કરો છો? કોઈ મેઘલી રાતે જ. જેસાજી વેજાજી પોતાનું કામ કરે છે તેને બદલે આજ માંગડાવાળો જવાબ આપે છે. કાલે આવજો ભાઈ તમારા બારવટા પાર પાડીશું. દગો તો નહિ થાય ને ખાવિંદ? ઈતબાર રાખો જરૂર બારવટા પાર પાડીશુ. જેસો વેજો તો દામોદરકુંડમાં ગ્યા સે. માંગળાવાળો એના બારવટા બહાર પાડે સે. સૌરાષ્ટ્રની ધરતીની આ વાત છે. જેસો ને વીજો દામોદરકુંડમાં હાડકું પધરાવીને આવે છે ત્યારે ખબર પડે છે કે અમારા બારવટા અમારા દેશમાં પાર પાડયા છે ત્યારે એના મોઢાંમાથી શબ્દો નીકળે છે,'ધન્યવાદ છે' આ ધરતીને કે જયાં આવા રતન પાકે છે.

નોંધ : ઉપરોકત લખાણ ભરવાડ સમાજની છોટાઉદપુર ગામની છ બહેનો સામે તારીખ ૨૭/૦૭/૨૦૧૨ ના રોજ આદિવાસી અકાદમીમાં દિવસના ૧૨ કલાકથી ૨ ને ૪૭ મિનીટ સુધીમાં વાંચી સંભળાવેલ છે.

**માહિતીદાતા**

(૧) જબુબેન દેવાભાઈ ભરવાડ
ઉંમર -૬૦
ગામ - તેજગઢ, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો - છોટાઉદેપુર

(૨) હરીષભાઈ દેવાભાઈ ભરવાડ

ઉંમર -૩૫
ગામ - તેજગઢ, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો -છોટાઉદેપુર
(૩) બાલુબેન કાવાભાઈ ભરવાડ
ઉંમર -૬૫
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો- છોટાઉદેપુર
(૪) કાવાભાઈ રોકડભાઈ ભરવાડ
ઉંમર -૬૮
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો - છોટાઉદેપુર
(૫) મણીબેન લાલાભાઈ ભરવાડ
ઉંમર -૪૨
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો -છોટાઉદેપુર
(૬) વીહાભાઈ પોપટભાઈ ભરવાડ
ઉંમર -૬૨
ગામ - પાલ્લી, તાલુકો - ઘોઘંબા, જિલ્લો- પંચમહાલ
(૭) હીરાભાઈ લક્ષ્મણભાઈ ભરવાડ

ઉંમર -૬૦
ગામ - પાલ્લી, તાલુકો - ઘોઘંબા, જિલ્લો - પંચમહાલ

(૮) ભદાભાઈ પોપટભાઈ ભરવાડ
ઉંમર -૨૨
ગામ - પાલ્લી, તાલુકો - ઘોઘંબા, જિલ્લો - પંચમહાલ

(૯) લાખાભાઈ જોગાભાઈ ભરવાડ
ઉંમર -૩૫
ગામ - પાલ્લી, તાલુકો - ઘોઘંબા, જિલ્લો- પંચમહાલ

(૧૦) નાગજીભાઈ જોગાભાઈ ભરવાડ
ઉંમર -૫૫
ગામ - પાલ્લી, તાલુકો - ઘોઘંબા, જિલ્લો - પંચમહાલ

(૧૧) રામુબેન લાખાભાઈ ભરવાડ
ઉંમર -૩૨
ગામ - પાલ્લી, તાલુકો - ઘોઘંબા, જિલ્લો - પંચમહાલ

(૧૨) જાહાભાઈ વજેકણભાઈ ભરવાડ

ઉંમર -૬૦
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો-છોટાઉદેપુર

(૧૩) લાધુબેન જાહાભાઈ ભરવાડ
ઉંમર -૫૭
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો- છોટાઉદેપુર

(૧૪) જગુબેન કવાભાઈ ભરવાડ
ઉંમર -૩૪
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો- છોટાઉદેપુર

(૧૫) મઘુબેન ભગાભાઈ ભરવાડ
ઉંમર -૨૮
ગામ -છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો-છોટાઉદેપુર

(૧૬) જહાભાઈ પેથાભાઈ ભરવાડ
ઉંમર -૬૩
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો- છોટાઉદેપુર

(૧૭) દેવલબેન હકાભાઈ ભરવાડ

ઉંમર -૩૨
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો - છોટાઉદેપુર

(૧૮) મંજુબેન પેથાભાઈ ભરવાડ
ઉંમર -૮૦
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો- છોટાઉદેપુર

(૧૯) રુપાબેન આજમભાઈ ભરવાડ
ઉંમર -૫૦
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો -છોટાઉદેપુર

(૨૦) ધુળીબેન પેથાભાઈ ભરવાડ
ઉંમર -૨૮
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો -છોટાઉદેપુર

(૨૧) જબુબેન લક્ષ્મણભાઈ ભરવાડ
ઉંમર -૪૮
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો- છોટાઉદેપુર

(૨૨) રુપઈબેન સાજનભાઈ ભરવાડ

ઉંમર -૮૦
ગામ - છોટાઉદેપુર, તાલુકો - છોટાઉદેપુર, જિલ્લો - છોટાઉદેપુર

(૨૩) મનુબેન નાનાભાઈ ભરવાડ
ઉંમર -૨૦
ગામ - બોડેલી, તાલુકો -બોડેલી, જિલ્લો -છોટાઉદેપુર

(૨૪) જેસીંગભાઈ વામાભાઈ ભરવાડ
ઉંમર -૪૫
ગામ - નેસ બાકરોલ, તાલુકો - કાલોલ, જિલ્લો - પંચમહાલ

(૨૫) ગગજીભાઈ વામાભાઈ ભરવાડ
ઉંમર -૪૭
ગામ - નેસ બાકરોલ, તાલુકો - કાલોલ, જિલ્લો- પંચમહાલ

(૨૬) પેથાભાઈ વામાભાઈ ભરવાડ
ઉંમર -૬૦
ગામ - નેસ બાકરોલ, તાલુકો - કાલોલ, જિલ્લો- પંચમહાલ

(૨૭) ખેતાભાઈ વામાભાઈ ભરવાડ
ઉંમર -૬૫
ગામ - નેસ બાકરોલ, તાલુકો - કાલોલ, જિલ્લો - પંચમહાલ

(૨૮) નાનાભાઈ વામાભાઈ ભરવાડ
ઉંમર -૫૫
ગામ - નેસ બાકરોલ, તાલુકો - કાલોલ, જિલ્લો- પંચમહાલ

**સંદર્ભ પુસ્તકો**

-ગુજરાતની લોકવિધા
લેખક - હસુ યાજ્ઞિક
-ગુજરાતની લોકસંસ્કૃતિ
લેખક - જોરાવરસિંહ જાદવ
-ગુજરાતી વિશ્વકોષ ખંડ ૭,૧૩ અને ૧૪

